૨૫૫. આનંદિત થયેલા મેં તે પત્નીને કહ્યું કે હે સ્ત્રી ! તું વાસુદેવનો જન્મ આપીશ. પ્રીતિથી વિકસ્વર નેત્રવાળો, અર્ધ ભરતના ત્રણ ખંડનો સ્વામી એવો તારે પુત્ર થશે.

૨૫૬. એ સાંભળી આનંદિત થઇ તે ગર્ભનું પોષણ કરવા લાગી, રાજાથી સંપૂર્ણ દોહલા પૂર્યે છતે સમય થતાં ઇન્દ્રાણીના જયંતપુત્રની જેમ મહાન કાંતિવાળા પુત્રનો જન્મ થયો

૨૫૭. આ પુત્ર ગર્ભમાં હતો ત્યારે બલવાન શત્રુઓ કાબૂમાં આવ્યા, તેથી આનંદિત થયેલા મેં પુત્રનું યથાર્થ નામ 'દમિતારિ' પાડ્યું.

૨૫૮. દક્ષ અને તીક્ષ્ણ બુદ્ધિમાન તે લીલા માત્રમાં સકલકલાને શીખી ગયો, અને સ્ત્રીઓના નેત્રરૂપી મત્સ્ય જાલ સરખી યુવાવસ્થાને પામ્યો.

૨૫૯. પછી બીજે દિવસે પશ્ચિમ વિજયમાં તીર્થંકર શાન્તિનાથ સમોસર્યા અને તેમના ચરણકમલમાં નમી, ઉપદેશ સાંભળી, મારો આત્મા વૈરાગ્યમય બન્યો.

૨૬૦. પોતાના રાજ્યમાં પુત્રને સ્થાપન કરીને મેં જગતને અભય આપનારી દીક્ષા લીધી. મોટા સંતોને પણ મહાન્ મોહરૂપી શત્રુને હણવા માટે આ સિવાય બીજું કોઇ તેજસ્વી શસ્ત્ર નથી.

૨૬૧. આ પર્વત ઉપર એક વર્ષથી દૃઢ પ્રતિજ્ઞા કરી, પ્રતિમાવહન કરીને, હું અહીં રહ્યો છું. વિશ્વને જોવામાં સમર્થ જે કેવળજ્ઞાન તે હમણાં જ તારી આગળ પ્રગટ થયું છે.

૨૬૨. પ્રગટ થયેલી શક્તિ વડે અર્ધવિજયને જીતીને દેદીપ્યમાન સુદર્શનચક્ર વડે ઉદ્ધત બનેલા પ્રતિ વાસુદેવને હમણાં તમે જીતી લીધો

૨૬૩. હે કનક શ્રી ! પોતાના પુણ્યથી તેની પ્રિયતમાના ઉદરમાં ઉત્પન્ન થયેલી અને પોતાના તેજથી જગતની સ્ત્રીઓને જીતનારા નેત્રોવાળી રૂપવતી તેની પુત્રી થઈ છે.

૨૬૪ જો કે ચિકિત્સારૂપી દૂષણને આલોચ્યા સિવાય મરી ગઇ તેથી પિતાના મરણનું નિમિત્ત બની. અને તને પોતાના ભાઈ સાથે વિયોગ થયો.

૨૬૫. મુનિના શુભ ઉપદેશરૂપી અમૃતનું પાન કરી, પાપની આલોચના કર્યા વિના ઉત્પન્ન થયેલ સંસારના ભયથી કંપતી તે સતી સાથે તે બન્ને બોલ્યા.

૨૬૬. બીજા જીવોને ક્ષુદ્ર ભાવનાથી સંસારમાં આવું ફલ મલે છે. તો આશ્ચર્ય છે કે, વિષ કરતાં અનંત દુઃખના કારણ સ્વરૂપ વિષયોથી હવે સર્યું.

૨૬૭. અભિમાનથી પૂર્વ કરતાં અધિક દોષિત કેમ નહિં થાઉં ! માટે પ્રસન્ન વદને મને હમણાં જ દીક્ષા લેવા માટે કેમ આજ્ઞા ન આપો ?

૨૬૮. ત્યારબાદ બળદેવ અને વાસુદેવ બંને હર્ષિત બનીને બોલ્યા, હે પંડિતા ! તું વિવેક-સંપત્તિને વધારનાર આ યોગ્ય જ વાણી બોલો છો.

૨૬૯. હે શુભે ! હમણાં તારી સાથે પોતાની નગરી શુભાપુરીમાં જઈ ઇચ્છા પ્રમાણે કરીશું અને અમે ઋદ્ધિપૂર્વક તારો દીક્ષા મહોત્સવ કરીશું.

૨૭૦. તે જ નગરના ઉદ્યાનમાં સ્વયંપ્રભ જિનેશ્વર પધાર્યે છતે દરિદ્રે પ્રાપ્ત કરેલ મહારત્નની જેમ શુભ પ્રેરણાથી વ્રતરત્નને ગ્રહણ કરવા જોઈએ

૨૭૧. ભક્તિપૂર્વક મુનિરાજને નમી, ગુરુની વાત સ્વીકારી, તે બંને જણા કનકશ્રી સાથે ઋદ્ધિ સમૃદ્ધિ પૂર્વક શુભાનગરીમાં આવ્યા.

૨૭૨. તેમાં તે અચ્યુતે મહાબલવાન દમિતારિએ પૂર્વે મોકલેલ મહાયોદ્ધાઓ સાથે લડતા મહાબલવાળા અનંતસેનને જોયો.

૨૭૩. વાસુદેવના પુત્રને સર્પોથી વિંટાયેલો જોઈ ગરુડની જેમ બલદેવ રોષથી હલ ઉપાડીને શત્રુઓને ભગાડી મૂકવા તેઓની પાછળ દોડયા.

૨૭૪. તેને આવતા દેખી તે હીન શક્તિવાળા ચારે દિશામાં નાસી ગયા. એક સિંહને જોઈ શું બધા હરિણો નાસી જતા નથી ?

૨૭૫. બલદેવ યુક્ત અચ્યુતે સારા મુહૂર્તે, તોરણથી સુશોભિત બનેલી શુભાપુરીમાં પ્રવેશ કર્યો અને રાજાઓએ તે વાસુદેવનો રાજ્યાભિષેક કર્યો.

૨૭૬. તરત જ બીજા દિવસે જગતને ચરણકમલથી પાવન કરતા સ્વયંપ્રભ જિનેશ્વર તેના ઉદ્યાનમાં આવ્યા, દ્વારપાલે આવીને 'પ્રભુ પધાર્યા છે' એવી વધામણી આપી.

૨૭૭. વાસુદેવે તે સાંભળી વધામણી આપનારને સાડાબાર કરોડ સોનૈયા આપ્યા. કવિ કહે છે કે તેણે પૂર્વ પુરુષોનુ અનુકરણ કર્યું. એમાં શું આશ્ચર્ય છે ?

૨૭૮. વસંત અને રતિ સાથે આવેલ કામની જેમ બલદેવ અને પત્ની સાથે વાસુદેવ આવીને પોતાનો અપરાધ ખમાવવા જિનને નમવા તરત જ ગયો.

૨૭૯. વાસુદેવે ભક્તિમાં તત્પર ચિત્તે નિરંતર પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી, નમસ્કાર કર્યો અને જમીન પર બેઠા. ચંદ્ર સમાન મુખવાળા ગુરુએ અમૃત જેવી દેશના આપી.

૨૮૦. વાસુદેવની પત્નીએ હિતોપદેશથી વાસિત થઈને જિનેશ્વરને વિનંતી કરી કે હે પ્રભુ! આપ મારા ભાગ્યથી પધાર્યા છો તો કૃપા કરીને મને દીક્ષા આપો.

૨૮૧. મુનિએ 'જેમ સુખ ઉપજે તેમ કરો.' એમ કહ્યા બાદ વંદના કરી પ્રભુ પાસેથી નીકળી પોતાના આત્માને સફલ માનતા મહેલમાં આવ્યા.

૨૮૨. પછી પ્રિય અને વડીલોને જણાવીને અને તેમણે કરેલા મહોત્સવ પૂર્વક લોકોત્તર સુખને મેળવવાની ઇચ્છાએ દમિતારિ રાજાની પુત્રીએ સ્વયંપ્રભજિનના ચરણકમલમાં આવીને દીક્ષા ગ્રહણ કરી.

૨૮૩ તે સાધ્વી બની અને કનકાવલી નામની મહાન્ તપશ્ચર્યા કરતી, ઔદયિક કર્મને ખપાવતી ઉત્તમ ધ્યાનવડે કેવલજ્ઞાન પામી. અને જગતમાં વિચરી અનુક્રમે મોક્ષે ગઇ.

૨૮૪. તે અપરાજિત અને અનંતવીર્યે નજીકથી આવેલા યાચકોને દાન આપી. ઇચ્છા પ્રમાણે વિષયોને સેવતાં સુખપૂર્વક કાળ વીતાવવા લાગ્યા.

૨૮૫. બલદેવની વિજ્યા રાણીથી થયેલી નામ પ્રમાણે ગુણવાળી સુમતિ કન્યાએ બાલપણાથી માંડીને જ ગુરુણીજી પાસે જૈન શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હતું.

૨૮૬. તેણે એક વખત ઉપવાસ કર્યો અને તેના પારણે પોતાના ઘરના દ્વાર તરફ વારંવાર જોતાં પધારેલા તપસ્વી મહામુનિ એવા સાધુ મહારાજાને જોયા.

૨૮૭. તેના વધતા અધિક ભક્તિ ભાવથી નિર્દોષ આહાર તે મુનિએ વહોર્યો. અહીં સુપાત્ર દાનના પ્રભાવે પંચદિવ્ય પ્રગટ થયા.

૨૮૮. વાયુની જેમ વિહરતા સ્વયંપ્રભુ સ્વામી બીજે ઠેકાણે ગયે છતે અદ્ભુત વાત સાંભળી, બલદેવ ને અચ્યુત ત્યાં જોવા આવ્યા અને સુમતિકન્યા વર યોગ્ય થયેલી હોવાથી વરની ચીતા કરવા લાગ્યા.

૨૮૯. આનંદ નામના ઊત્તમ મન્ત્રી સાથે બલદેવે પ્રથમ સ્વયંવર વિધિનો નિર્ણય કર્યો. વાસુદેવે તેને માટે સ્વયંવર મહોત્સવમાં ત્રણખંડમાં રહેલા વિદ્યાધરો તથા રાજાઓને બોલાવવા માટે દૂતથી ખબર અપાયેલા રાજાઓ આવ્યા.

૨૯૦. અનંતવીર્યના હુકમથી કારીગરોએ શ્રેષ્ઠ મંડપ બનાવ્યો. અંધકારને નાશ કરનારા મણિઓ બાંધી મચ ઊપર મંચ નાખી તેને સુશોભિત બનાવરાવ્યો જ્યાં અનેક ભ્રમરો સુગંધથી આકર્ષાઈ ગુંજારવ કરવા લાગ્યા.

૨૯૧. તેમાં ઊંચા સુવર્ણની કારીગરી પૂર્વક વિચિત્ર રત્નોથી શોભતા, મેરુ પર્વતના શિખરોને જીતી જતા, ઊંચા સિંહાસનવાળા જે મંડપમાં ઊંચેથી નીચે આવતા અને ઊપર જતા રાજકુમારો સિંહની જેમ શોભાને પામ્યા

૨૯૨. સ્નાન કરી, ચંદન ચર્ચી, દિવ્ય વેશ ધારણ કરી, સફેદ કિનારી વાળા વસ્ત્રને પહેરી, હાથમાં ઉજ્જવલ માલા લઈ, પ્રતિહારી દ્વારા જેના હાથને ટેકો અપાએલો છે એવી કન્યાથી મંડપ શોભવા લાગ્યો.

૨૯૩ વિકસ્વર સુગંધી પુષ્પો તથા ચંપાના પુષ્પોને ધારણ કરતી, મુખ અને ચક્ષુઓ રૂપી કમલોથી રાતા ઓષ્ઠવાળી, રાતી વસ્તુને શોભાવનારી વરમાલિકા શરીરમાં ધારણ કરીને આવી હોય તેવી રાજપુત્રીને જોઈ કામના પાંચ બાણથી વિધાયલા રાજપુત્રો. અનેક જાતની ચેષ્ટા કરનારા થયા.

૨૯૪. આ સમયે મણિની સમૂહની કાંતિથી પ્રકાશિત કરી. સંપૂર્ણ દિશાઓ જેણે એવું અને રત્નના સિંહાસન પર બેઠેલી દેવીઓથી સુશોભિત, તેજસ્વી એવા સૂર્યના મંડલની કાંતિની જેમ શોભતું તે મંડપની અંદર જ રહેનારું હોય તેવું એક મોટું વિમાન એકદમ ક્યાંયથી ત્યાં આવ્યું.

૨૯૫ ત્યાર પછી એક દેવી તેની આગળ ઊતરી સિંહાસન પાસે પોતાના વેશને અને કાંતિથી મંડપ ને શોભાવતી જમણો હાથ ઊંચો કરી, તે સુમતિ કન્યા ને કહ્યુ કે ધનશ્રીનામથી પૂર્વભવને સ્મરણ કરી બોધ પામ પણ મોહ ન પામ.

૨૯૬. પૂર્ણ ઋદ્ધિવાળા પુષ્કરાર્ધદ્વીપમાં પૂર્વ ભરતના મધ્યખંડમાં પૂર્વે શ્રીનંદનપુર નામે નગર હતુ, ત્યાંના લોકો ધનવાન્ હતા. લક્ષ્મીથી સુશોભિત, શત્રુ રાજાઓને જિતી રાજાઓમાં ઈન્દ્ર જેવો ત્યાંનો રાજા મહેન્દ્ર હતો

૨૯૭. તેણે દેવોને દુર્લભ રૂપથી દેવાંગના સરખી, સૌભાગ્યની રચનાથી મનોહર, અનંતમતિ નામની માતાને આપેલ બે પુષ્પોની માળાથી સૂચિત કનકશ્રી ને બીજી ધન શ્રી એમ બે કન્યાઓને જન્મ આપ્યો.

૨૯૮. બાલ્યાવસ્થામાં પણ કળાના સમૂહથી વ્યાપ્ત પરસ્પર વિચિત્ર ક્રીડા કરતી, સ્નેહ રસની સાગર જેવી યૌવનને પામી. એક દીવસ ઈચ્છા પ્રમાણે ફરતાં વૃક્ષોના પુષ્પોને એકઠાં કરવામાં લીન મનવાળી તે બન્ને ગિરિ નામનાં પર્વત ઉપર ગઈ.

૨૯૯. પુષ્પોથી વેરાયેલા માર્ગમાં ચાલતી વેલડીની જેમ ઘણા કાલે પુણ્ય સંપત્તિ વડે નંદનવન જેવા નંદન મુનિને ક્યાંક જોયા. હર્ષથી ચરણ કમલને નમી તે આગળ બેઠી. મુનિએ પણ તે બન્નેને યોગ્ય જાણી ધર્મોપદેશ આપ્યો

૩૦૦. સિદ્ધિ મેળવવાના દર્શનમાં સાક્ષિભૂત એવું શ્રીયકવ્રત સ્વીકારી, પોતાના ઘેરે જઈને વ્રતનુ પાલન કર્યું. હવે તે ક્રીડાપર્વતની ક્રીડા પૂર્વક વહેતી નદીમાં વ્યાપ્તઅનેક શાલ વૃક્ષથી યુક્ત અશોક વાટિકામાં ગઈ.

૩૦૧ ત્રિપુરા નગરના રાજા વીરાંગ વિદ્યાધરે ક્રીડા કરતી આ બે સુંદરીઓને જોઈ. કામથી ચલિત થયેલા તેણે તેમનું હરણ કર્યું. હૃદયમાં અપ્રસન્ન મનવાળી પોતાની પત્ની વજુ શામલી વિદ્યાધરીના વચનોથી ઐરાવણ હાથી જેમ બે કમલિનીને છોડી દે તેમ તેણે ક્ષણવારમાં આકાશમાંથી બન્ને ને છોડી દીધી.

૩૦૨. તેનાથી મૂકાયેલી, તે બંને સિંહથી ત્રાસ પામતી હરણીની જેમ દુર્ગમ નદીના કાંઠે ઊગેલી ગાઢ વનરાજિથી વીંટાયેલી વંશજાલમાં શીઘ્ર આવી પડી. દૈવ પ્રતિકૂલ હોય તો જીવોનું કલ્યાણ ક્યાંથી થાય ?

૩૦૩. તે બન્ને તેમાંથી નીકળવું અશક્ય માની, વિવેક બુદ્ધિથી ધર્મ ધ્યાનમાં ચિત્ત પરોવનારી બની અને અણસણ કરી કનકશ્રી શક્રની જયેષ્ઠ ઇંદ્રાણી થઈ. જેના તેજ સમૂહથી અંધકારનો નાશ કરતી 'નવમિકા' નામથી હું અગ્રમહિષીપણે પ્રસિદ્ધિ પામી છું

૩૦૪. તે ધન્યશ્રીનો જીવ તું કુબેરની અગ્રમહિષી થઇ અને ત્યાંથી ચ્યવીને અદ્ભુત પુણ્ય પ્રભાવથી રામની પુત્રી થઇ. તો આપણે પૂર્વમાં બન્ને જણા પરસ્પર સંકેત પ્રમાણે જે પહેલી ચ્યવે તેને બીજીએ સ્વાભાવિક અરિહંતના માર્ગમાં બોધવાળી બનાવવી.

૩૦૫. તેથી તારી બેન હું પોતે તને જણાવવા માટે અહિં આવી છું. હે ભદ્રે ! ખરાબ સ્વપ્નની જેમ શું તું બધું ભૂલી ગઈ ! દેવોને પણ દુર્લભ મનુષ્ય ભવ મેળવી દુષ્કર્મનો નાશ કરવા દીક્ષાનો કેમ સ્વીકાર કરતી નથી !

૩૦૬ તે દેવી આમ કહીને પોતાના સ્થાનમાં ગઈ. તે સુમતિને પૂર્વ જન્મનું સ્મરણ થયું. તેને વારંવાર વિચારતી તેણીએ નિશ્ચે ચારિત્ર સ્વીકારવા માટે, બે હાથ જોડી, સ્વયંવરમાં આવેલા સકલ રાજાઓને દીક્ષાની આજ્ઞા આપવા જણાવ્યું.

૩૦૭ તે કુબેરની પત્ની શક્રપ્રિયા ઋદ્ધિ પૂર્વક આપીને હર્ષપૂર્વક પૂજા કરી નાચવા લાગી. તેના બન્ને માતા પિતા વડે કરાયેલા મહોત્સવ સહિત સાતસો રાજકન્યાઓ સહિત સુવ્રતા સાધ્વી પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી.

૩૦૮. થોડા દિવસમાં આચારજીત બની અને સાથે સાથે અભ્યાસને કરતી તે તપરૂપી તલવારની ધારથી દુઃખે અંત કરી શકાય તેવા અંતરંગ શત્રુને જીતી, હિતાહિતમા સમભાવને ધારણ કરતી ઘાતી કર્મો ખપાવી, કેવલજ્ઞાન પામી અને શક્રથી સ્તુતિ કરાયેલી તેણે મોક્ષપદ મેળવ્યું.

૩૦૯. પરસ્પર પ્રિય ગંભીર સરોવરમાં મત્સ્ય શોભાને સ્પર્શ કરનારા, સમ્યગ્દર્શન રૂપી હારથી શોભતા હૈયાવાળા, ક્રીડા વિહારમાં નીલાને પીળા વસ્ત્રને ધારણ કરી પુણ્ય પ્રભાવથી એકાંગી અને અખંડ આજ્ઞાવાળું રાજ્યનું પાલન કર્યું.

૩૧૦. બુદ્ધિશાલી, વલી મહાવિદેહ ક્ષેત્રના જિનના આયુષ્ય સરખું પોતાનું આયુષ્ય ભોગવી ઉદયથી રત્નપ્રભા નામે પહેલા નરકમાં જઈ, અવધિજ્ઞાનથી પૂર્વના પાપનું સ્મરણ કરતા સંવેગ ચિત્તવાળા જીવે જુદી જુદી જાતની ઘણી વેદના સહન કરી. એવા કર્મોને ધિક્કાર હો.

૩૧૧. તેનો પિતા ચમરેન્દ્ર, પૂર્વ જન્મના પ્રેમથી આવી દયા ને દેખાડતો પોતાને થતી વેદના તે નાશ કરે તેમ અપહરણ કરવા સમર્થ થઈ શક્યો નહી ભાઈના મરણથી શોક કરતા બલદેવે વૈરાગી બની, રાજ્યમાં પુત્રને સ્થાપન કરી, જયંધર ગુરુ પાસે દીક્ષા ગ્રહણ કરી.

૩૧૨. અને તે પણ સોલ હજાર રાજાઓ સાથે ચારિત્ર પાલન વિધિમાં તત્પર બનેલા સાથે દીક્ષા ગ્રહણ કરી અને બાવીશ મહાન પરિષહો સહન કરી અંતે અણસણ કરીને મરીને અચ્યુતેન્દ્ર થયો.

૩૧૩. વાસુદેવનો જીવ શ્રાવકના મુખ્ય ગુણોને બમણા કરતાં બેતાલીસ હજાર વર્ષ સુધી નરકમાં રહ્યા બાદ આ જંબૂદ્વીપના વૈતાઢય પર્વત ઉપર ઉત્તરશ્રેણીમાં અનુપમ ગગનવલ્લભ નામનું નગર હતું

૩૧૪. તેમાં મેઘવાહ વિદ્યાધર સર્વમાં શ્રેષ્ટ રાજા હતો, તેની પત્ની ગુણથી ભરેલી મેઘમાલિની હતી. અનંત વીર્યનો જીવ દુઃખનો અનુભવ કરી નરક ગુફામાંથી નીકળી તેના પુત્ર પણે ઉત્પન્ન થયો.

૩૧૫. ત્યારપછી વૃદ્ધાવસ્થામાં રાજા વીર મેઘવાહને તેને રાજ્ય આપી વૈરાગી બની સ્વર્ગ લોકને શોભાવ્યો અને પરાક્રમી એવા તેણે દક્ષિણને ઉત્તર બન્ને શ્રેણિનું રાજ્ય કરી, ભોગોને ભોગવી, અંતરંગ શત્રુનો નાશ કરી, સિદ્ધિ મેળવી.

૩૧૬. એક દિવસે ભાગ્યબલે સ્ફૂરાયમાન વૈભવવાળો તે રાજા સો પુત્રોને સો દેશનું રાજ્ય આપી મેરુ પર્વત પર ગયો, સિદ્ધાચલમાં પૂજા કરતાં નંદનવનમાં કલ્પવાસી દેવો આકાશમાંથી ઉતરવા લાગ્યા.

૩૧૭. અચ્યુતેન્દ્ર અહિં પૂર્વજન્મના ભાઈને જોઈને જ્ઞાની એવા તેમણે પરલોક સાધનવિધિમાં તેને હોંશિયાર બનાવ્યો, તે જ સમયે શ્રી અમર મુનીશ્વર પધાર્યા. પ્રાય પુણ્યશાળીની ઈચ્છાઓ વિના વિલંબે સિદ્ધ થાય છે.

૩૧૮. મેઘનાદ રાજાએ તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી. વિશુદ્ધ મનથી, દંભ રહિતપણે શુદ્ધ તપનું આરાધન કર્યું એક દિવસ નન્દન વનમાં પ્રતિમા ધારણ કરીને એક રાત્રી ત્યાં રહ્યા. સાધુઓ પુણ્ય મેળવવાની ઈચ્છાથી શું શું નથી કરતાં !

૩૧૯. ત્યાં રહેલા તેને જોઈ ઘણા વૈભવવાળા અશ્વગ્રીવનો પુત્ર દૈત્યાસુર પૂર્વ વૈરથી ક્રોધિત બની ઉપદ્રવ કરવા લાગ્યો જ્યારે તે તો ધ્યાનમાં લીન ચિત્તવૃત્તિવાળા મેરુની જેમ નિશ્ચલ રહ્યા. તેણે કરેલી પીડા નિષ્ફલ ગઈ.

૩૨૦. વૃક્ષથી ફાળ ચૂકેલા વાંદરાની જેમ આ દૈત્ય ચાલ્યો ગયો. મેઘનાદે અનુપમ ધ્યાન પુરું કર્યું. એકતાન એવું નિર્મલ ધ્યાન સંસાર માર્ગના ભ્રમણમાં હેતુભૂત કર્મ વિનાના જીવને આનંદ આપે છે.

૩૨૧. આ પ્રમાણે લાંબા કાળ સુધી તપશ્ચર્યા કરી અન્તકાલે અણસણ કરી, ઉચ્ચ ચિત્તવૃત્તિ અને અધ્યાત્મ જ્ઞાનમાં રહેલા બાવિશ સાગરોપમનું આયુષ્ય બાંધી બારમાં દેવ અચ્યુતેન્દ્રના સામાનિક દેવપણે ઉત્પન્ન થયા.

૩૨૨. બૃહદ્ ગચ્છમાં મુકુટ સમાન શ્રીમાન ભદ્ર પ્રભુના પાટે શ્રી ગુણભદ્રસૂરિ ગુરુ થયા, તેમના શિષ્ય કવિ મુનિભદ્રસૂરિએ રચેલ શ્રી શાન્તિનાથ ચરિત્રનો નવમો સર્ગ પૂરો થયો. ભાષાન્તર આ. મ. શ્રી. વિજયદર્શનસૂરીશ્વરજીના શિષ્ય આ. શ્રી. વિજયપ્રિયંકરસૂરિજીએ કરેલ છે.

---

## સર્ગ ૧૦મો

૧. ઇચ્છિત વસ્તુ આપવામાં જેમનું નામ સિદ્ધમંત્ર સરખું છે—તે ધર્મ ચક્રવર્તી શ્રી શાન્તિનાથ ભગવાન તમારા કલ્યાણને વિસ્તારો.

૨. નવમા સર્ગથી આગળ આ જંબૂદ્વીપમાં સીતા નદીના કાંઠે પૂર્વ વિદેહમાં મંગલાવતી નામે શ્રેષ્ઠ વિજય છે.

૩. તેમાં સ્વર્ગની શોભાને પણ જીતનારી મણીસંચયા નામે નગરી છે. તેમાં શ્રુતાદિ ધર્મના પ્રભાવથી દેવોને પણ હસી કાઢનાર ભોગી નરો વસે છે.

૪. જ્યાં પ્રજાનું કલ્યાણ કરવામાં દક્ષ ક્ષેમંકર નામે રાજા હતો, જેનું વર્ણન પરાક્રમી રાજાઓ પણ ભાટ ચારણોની જેમ ગાય છે.

૫. જેનુ વર્ણન કરવા માટે બ્રહ્માએ ચાર મુખ ધારણ કરવા છતાં પણ તે તેનાં ગુણોનું વર્ણન કરવા માટે સમર્થ થયો નહિ.

૬. ઉત્તમ રત્નોની જાણે માલા જ ન હોય તેવી તેની રત્નમાલા નામની દેવી હતી. જેનું રૂપ જોઈને જ જાણે ઉમાએ પોતાનો સંબંધ શંભુ સાથે કર્યો.

૭. હવે બીજું કહે છે કે—પૂર્વે અપરાજિતનો જીવ અચ્યુત દેવલોકથી ચ્યવીને તેની કુક્ષિ રૂપી છીપમાં મોતી રૂપે ઉત્પન્ન થયો.

૮. તે રત્નમાલાએ ચૌદ સ્વપ્નો જોયાં અને તેનાથી અધિક એક પંદરમું સ્વપ્ન વજ્રનું જોયું અને તે જોઇને જાગી.

૯. તે ચૌદ સ્વપ્નો રાણીએ રાજાને કહ્યાં. રાજાએ તેનો અર્થ કહ્યો. હે દેવિ ? તને લક્ષ્મીથી શોભતો ચક્રવર્તી પુત્ર થશે.

૧૦. રત્નમાલાએ પૂર્ણ સમયે સમગ્ર સામુદ્રિક લક્ષણોથી યુક્ત, સૂર્યના તેજથી પણ અધિક તેજસ્વી અને બલથી બલવાનોને પણ જીતી જનારા પુત્રનો જન્મ આપ્યો.

૧૧. તે ચૌદ સ્વપ્ન ઉપર વજ્ર નામના શસ્ત્રને જોયેલું હોવાથી તેનું નામ પિતાએ વજ્રાયુધ પાડયું.

૧૨. પાંચ ધાવ માતાથી પાલન કરાતો, એક ખોળામાંથી બીજા ખોળામાં લેવાતો પુત્ર શાલ વૃક્ષની જેમ વધવા લાગ્યો.

૧૩. લક્ષ્મી જેમ મોટા વેપારીનો, સ્ત્રીઓ જેમ સૌભાગ્યશાળીનો, અને સારી પ્રતિભા જેમ મહાકવિનો આશ્રય કરે, તેમ વિદ્યાઓએ જલ્દી આદર પૂર્વક તે વજ્રાયુધનો આશ્રય કર્યો, અર્થાત્ નાની વયમાં જ તેણે બધા શાસ્ત્રોનો સુંદર અભ્યાસ કરી લીધો.

૧૪. સ્ત્રીઓના નેત્રરૂપી પક્ષીઓને ફસાવવામાં જાલ સ્વરૂપ અને કામ ક્રીડાના સ્થાન રૂપ વજ્રાયુધકુમાર યૌવન અવસ્થાને પામ્યો.

૧૫. માતાપિતાએ હર્ષપૂર્વક યુવાવસ્થામાં લક્ષ્મીવતી નામની રાજકન્યા સાથે મહોત્સવ પૂર્વક વિવાહ કર્યો, અને વીર એવો તે પણ કામની સેવા કરવા તૈયાર થયો.

૧૬. પુણ્ય યોગથી અનંત વીર્યનો જીવ અચ્યુત દેવલોકથી ચ્યવીને આભૂષણથી શોભતા અંગવાળો લક્ષ્મીવતીની કુક્ષિમાં ઉત્પન્ન થયો.

૧૭. સંપૂર્ણ મનોરથવાળી તે લક્ષ્મીવતીએ પોતાના તેજથી રવિ જેવા પુત્રને જન્મ આપ્યો અને પિતાએ મોટા ઉત્સવ પૂર્વક સહસ્રાયુધ એ પ્રમાણે નામ પાડયું.

૧૮ તે સહસ્રાયુધ બુદ્ધિ રૂપી નાવથી વિદ્યારૂપી પવિત્ર સમુદ્રનો પાર પામ્યો. તેમજ નારીઓને જાણે વશીકરણ રૂપ જ ના હોય તેવી યુવાવસ્થાને પામ્યો.

૧૯. તે સહસ્રાયુધ પિતાની આજ્ઞાથી સાર્થક નામવાલી કનકશ્રીને પરણ્યો, વિષય સુખમાં કાળ પસાર કરતા તેણે શતવલ્લી નામના પુત્રનો જન્મ આપ્યો.

૨૦. એક વખત તારાઓથી વિંટળાયલો ચંદ્ર હોય તેમ પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર વિગેરે કુમારો સહિત રાજા ક્ષેમંકર સભામાં બેઠો હતો એવામાં–

૨૧. ઇશાન દેવલોકના ઘણા દેવોએ તેમની સ્તુતિ કરી કે સમ્યક્ત્વથી નિર્મલ બુદ્ધિવાળા સર્વ શ્રાવકો પણ વજ્રાયુધની અપેક્ષાએ ઉતરતાજ છે.

૨૨. આ સાંભળી મિથ્યાદષ્ટિઓમાં અગ્રેસર ચિત્રચૂલદેવ મિથ્યાત્વ વાસનાથી વાસિત વૃત્તિવાળો થઈ તે સભામાં આવ્યો

૨૩. બોલવામાં ચાલાક એવો ચિત્રચૂલ તેની સભામાં ગયો તથા રાજા આગળ વિચિત્ર પ્રશ્નોરૂપી અસભ્ય વાણી બોલવા લાગ્યો.

૨૪. હે રાજન્! ધર્મ નથી, અધર્મ નથી, તેમ આત્મા પણ નથી. તો પરલોકમાં જનાર કોણ રહ્યો?

૨૫. કયો એવો પ્રમાણિક પુરુષ હોય કે જે પ્રમાણ વિના પરલોકની સત્તાનો સ્વીકાર કરે! અમે તો પ્રત્યક્ષ પ્રમાણનેજ શ્રેષ્ઠ માનીએ છીએ અને તે તો પરલોક નથી એમજ બતાવે છે. તે આ પ્રમાણે–

૨૬. પરલોકના અભાવથી, ફોગટ તપ કરવાથી, આત્મા પીડા પામે છે. સુખ દુઃખની મુખ્યતાવાળી ભાવોથી પરલોકની સિદ્ધિ બતાવવા કોઈ વિદ્વાન્ સમર્થ નથી.

૨૭. ખાણમાંથી નીકળવાની બાબતમાં સમાનતા હોવા છતાં તેમાંથી નીકળતું રત્ન મુગટમાં જડાય છે. જ્યારે પત્થર પગથીયુ બને છે. એમ બધા જોઈ શકે છે તેમ પુણ્ય પાપમાંથી ઉત્પન્ન થનાર સુખ દુઃખ છે એવો કોઇને ખ્યાલ આવી શકે તેમ નથી.

૨૮. આ પ્રમાણે બોલીને અટકી ગયે છતે દૃઢ શ્રદ્ધાવાળો વજ્રાયુધ બોલ્યો. હે દેવ ! તમારો પોતાનો પણ અનુભવ છતાં તમો આવું વિરુદ્ધ વચન કેમ બોલો છો ?

૨૯. નિર્મલ અવધિજ્ઞાનનો ઉપયોગ આપીને તમારા પોતાના પૂર્વભવના ધર્મના ફલરૂપ તમને મળેલી લાંબા આયુષ્ય વાળી ઉત્તમ રૂપવાળી દેવગતિનો તમે વિચાર કરો !

૩૦. પૂર્વભવમાં તું મનુષ્ય હતો ને હમણાં દિવ્ય મહાતેજસ્વી દેવ છો. જો આત્મા નથી તો આ વસ્તુઓની સિદ્ધિ કયાંથી થઈ ? નિમિત્ત વિના કાર્યની સિદ્ધિ હોતી નથી.

૩૧. મનુષ્ય અને દેવભવ, એમ પૂર્વભવની ઉપલબ્ધિ પ્રગટ થતા જ્ઞાન, તથા જ્ઞાનકૃત અનુભવથી પ્રત્યક્ષ પ્રમાણથી પરલોક તમને પણ સિદ્ધ હોવા છતાં તમે પરલોક કેમ માનતા નથી ?

૩૨. આ પ્રમાણે વજ્રાયુધના શુદ્ધજ્ઞાનથી બોધ પામેલો દેવ બોલ્યો-કારણ વિના ઉપકાર કરવામાં અનુરાગી, ધન્યવાદને પાત્ર મહાન અને ઉદાર દિલવાળા તમે છો.

૩૩. જ્યારે હું મિથ્યાત્વરૂપી સમર્થ રાક્ષસથી પીડાયેલો વિવેક વિનાનું અને અસંબદ્ધ બોલ્યો છું, છતાં ઉત્તમ ધર્મરૂપી મંત્ર આપીને તમે ખરેખર મને શાન્ત કર્યો છે-બોધ પમાડયો છે.

૩૪. તો હવે હે ઉદારતાના ભંડાર ! હવે મને મહેરબાની કરીને સમકિત પણ આપો. આમ કહેવાયેલા તેણે તે પ્રમાણે કર્યું. સજ્જનોને શું અર્થ વિમુખતા હોય ખરી ? ન જ હોય.

૩૫. ક્ષેમંકર વગેરે રાજાઓના વંશમાં મુક્તામણિની જેવા સમસ્ત દોષ રહિત, હે રાજન્ ! આજથી માંડીને દૂર હોવા છતાં પણ હું દ્વારપાલની જેમ રહેનારો થઈશ, અને આપનો હુકમ ઉઠાવનારો થઈશ.

૩૬. હે શ્રેષ્ઠ ! ઉપકારી સમ્યક્ત્વનું દાન કરનાર આપના ઋણથી હું ઋણ રહિત કેમ થાઉં ? છતાં પણ હે નિઃસ્પૃહ ! પોતાના હિતને માટે મારી પાસેથી સોનું રત્ન વગેરે કાંઈ તો માગો જ !

૩૭. દેવની વાણી સાંભળી કુમાર બોલ્યો-હે દેવોમાં શ્રેષ્ઠ ! તમોએ પુણ્યથી મેળવેલ સમ્યક્ત્વ રત્નને સમ્યક્ બુદ્ધિપર્વક સાચવવાનો પ્રયત્ન કરો.

૩૮. દેવે કહ્યું. આમાં તમારો સ્વાર્થ શું આવ્યો ! હે મહાનુભાવ ! આમાં મારો જ સ્વાર્થ છે. સારા આચારવાળા હે નાથ ! મને ઋણમાંથી મુક્ત કરે એવું બીજું કાંઈ માગો.

૩૯. આમ છતાં કુમાર તો માંગણીની બાબતમા વિમુખ રહેવાથી દેવ દિવ્ય ઘરેણાં આપીને તેમના વર્ણનનેજ કરતો કરતો સ્વર્ગમાં ગયો.

૪૦. આ દેવે કરેલી પ્રશંસા સાંભળીને ઈશાનેન્દ્ર પણ ભવિષ્યના તીર્થંકરને પોતાના ચિત્તમાં યાદ કરી સંતુષ્ટ થઈ સ્તુતિ કરવા લાગ્યો.

૪૧. સાથે રહેલી વિવાહિત સ્ત્રીઓ સાથે વિદ્વાનોને સંમત અર્થવાળી-પ્રશ્નોત્તર પ્રહેલિકા રૂપી અંત કડીઓ વગેરેથી તે વજ્રાયુધ રાજા કાલ નિર્ગમન કરવા લાગ્યો.

૪૨. એટલામાં કામીના મનને કામણ કરતો, માનિનીના માનને ઉતારતો કાર્યોથી ભ્રમરના સમૂહને ઉલ્લાસ પમાડનાર વસંતકાલ આવ્યો.

૪૩ આ વિકસિત થયેલા બપોરીયાના વૃક્ષો કેશુડાના નથી પરંતુ જાણે વનભૂમિરૂપ સ્ત્રીએ મધુમાસરૂપી પતિએ આપેલું મસ્તકમાં સિન્દૂર જ ધારણ ન કર્યું હોય, તેમ શોભવા લાગી

૪૪. કાનમાં અમૃત સમાન મીઠી વાણી બોલવાના કારણે જો કોયલના અંગમાં શ્યામતા ન હોત તો લોકોની દૃષ્ટિ દોષ વડે જ કોયલનો નાશ થઇ જાત. એમાં સંશય નથી.

૪૫. પ્રિયની સાથેના માનને છોડીને જલ્દી પ્રેમને ધારણ કરો! નહીં તો આ વસંત આવેલો છે અને તે તમારા પ્રાણોનો નાશ કરનારો થશે! એ પ્રમાણે કોયલે કાન્તાને હિતકારી વચન કહ્યું.

૪૬. અનેક દાસીઓથી સમતા પૂર્વક બોલાવવા છતાં જેમણે કોપ કરીને માનને ન છોડ્યું, તેજ સ્ત્રીઓ મધુમાસ આવતાં કામતપ્ત થયેલી પોતાની મેળેજ સ્નેહ કરતી પોતાના પતિઓ પાસે આવી.

૪૭-૪૮. આમ ઋતુરાજ વસંતઋતુનું કૌતુક ભરપૂર અસાધારણ રાજ્ય પ્રવર્તવા માંડ્યું ત્યારે પણાંગનાઓનું જાણે કામબાણજ ન હોય તેવી અત્યંત રૂપથી ભરપૂર સુદર્શના નામની દાસી હાથમાં ફૂલના સમૂહને ધારણ કરી શોભાથી કામલક્ષ્મીને જીતી લેનારા વજ્રાયુધ કુમાર પાસે આવી હાથ જોડી આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

૪૯. વિકસ્વર પુષ્પોથી શોભતો આ વસંતકાલ આવ્યો છે. જેથી હે કુમાર! તમારી લક્ષ્મી-વતી નામની રાણીએ પ્રિય એવા તમને મારા દ્વારા આ પ્રમાણે જણાવ્યું છે.

૫૦. હે સ્વામિન્! આજે તમારી સાથે પુષ્પોની પરાગથી સ્ખલના પામતા અંગરૂપી ભ્રમરવાળા શૂરનિપાત નામના વનને જોવાનું મનમાં અમને કૌતુક થાય છે.

૫૧. જ્ઞાનવાન્ કુમારે પણ ઠીક-સારૂં, એમ તેની વાણીનો સ્વીકાર કરી આનંદ ભરપૂર પરિવાર સાથે કુમાર ઉદ્યાનમાં ગયો.

૫૨. ત્યારે લક્ષ્મીવતી વગેરે મનોહર સાતસો રાણીઓ તેમ નેઅનુસરી જે રાણી એ આભરણોથી પ્રશંસા કરાવવા લાયક ઇન્દ્રાણીઓની શોભાને પણ નિષ્ફળ બનાવી.

૫૩. જે વનમાં આંબાની મંજરીના ભોગથી હર્ષિત થયેલ કોયલ આવતા વજ્રાયુધ કુમારનું ઉચ્ચ સ્વરે સ્વાગત વચન જ બોલતો હોય તેમ તાર સ્વરથી બોલવા લાગ્યો.

૫૪. વળી જે વનમાં ડોલતાં ફૂલો સુગંધયુક્ત ઠંડક આપવા લાગ્યા. તે જાણે આવી રહેલા રાજકુમારનો શ્રમ દૂર કરવા અર્ધ્ય આપતાં ના હોય ? એમ લાગતું હતું.

૫૫. પુષ્પને ચુંટતાં થાકેલા, અચલ પ્રતિષ્ઠાવાળા તેણે હિંચકા ખાવાની ક્રીડા કરી, અને સ્રીઓની સાથે જલક્રીડા કરવા વાવડીમાં ઉતર્યા.

૫૬. જે વાવડીમાં કમળોને ઉપભોગ કરતા સફેદ પીછાંવાળા સરસ્વતી અને બ્રહ્માના ચરણમાં વાસ કરનાર એવા રાજહંસો ક્રીડા કરે છે.

૫૭. વળી જેમાં વજ્રાયુધની સ્રીઓના મુખરૂપી ચંદ્રની કાંતિની સામે કમળો સંકોચને પામી ગયા. જ્યાં વિરોધી વર્ગનો ઉદય હોય ત્યાં કમલોનો વિકાસ કયાંથી હોય !

૫૮. જેમાં વાયુના અફળાવવાથી ઉત્પન્ન થયેલ ચપલ કલ્લોલના બહાનાથી વાવડીના પાણી જાણે આવતા વજ્રાયુધ કુમારની સામે જવા લાગ્યાં. અર્થાત્ "સ્વાગત કરવા લાગ્યા".

૫૯. કાંઠે ઊભેલી દાસીને વસ્ત્રો અને આભૂષણો સોંપી એક સફેદ વસ્ત્ર પહેરીને કામદેવની પત્ની રતિની સરખામણી કરતી સ્રીઓ સાથે જળક્રીડા કરવામાટે કુમારે વાવડીમાં પ્રવેશ કર્યો.

૬૦. મારા નેત્ર કમળોની સાથે સ્પર્ધા કરતું કમલ દૂર થાઓ, એવા ક્રોધથી જ જાણે કોઇકે સ્રીએ તેની સમીપે જઇને કમળને ચૂંટી દૂર ફેંકી દીધું.

૬૧. હરિની પ્રિયા લક્ષ્મી આ કમળમાં વસે છે. એ પ્રસિદ્ધિ ખરી છે કે, નહીં એ તપાસવા કોઇક સ્રી, તેમાં ચારે બાજુથી કમળને જોવા લાગી.

૬૨. મારા શ્વાસથી આ કમળની સુંગધ શું અધિક છે કે નહિ એ નક્કી કરવાજ જાણે કોઈક સ્રી કમળને પહોળું કરીને સુંઘવા લાગી.

૬૩ વજ્રાયુધકુમાર તે સ્રીઓ ઉપર કસ્તૂરી કેશરથી મિશ્રિત જળ સોનાની સીંઘડીઓવાળી પીચકારીઓમાં ભરીને કામની પીડા દૂર કરવા છાંટે છે.

૬૪. આ કમળપત્ર વિશાળ છે કે મારાં બન્ને નેત્રો વિશાળ છે? એમ નિર્ણય કરવા માટે કોઈ સ્રી કમળપત્રને લઈને શોભાયુક્ત આંખ સાથે માપે છે.

૬૫. તે વાવડીમાં કોઈ સ્રી સુવર્ણની પીચકારીમાં જલભરી છાંટવા લાગી પણ પછી ભાગ્યશાળી એવા આમને જડની સાથે સંગ ન કરાવો જોઈએ એમ વિચારી અટકી ગઈ,

૬૬. સ્નાન કરી નિકળેલી, વાવડી નજીક બેઠેલી લીલા વસ્ત્રોથી જાણે આકાશ ગંગાના જળથી ભીંજાયેલી દેવાંગનાજ ના હોય તેમ તે સ્રીઓ શોભવા લાગી.

૬૭. જળક્રીડા કરતો બુદ્ધિમાન્ વજ્રાયુધ રાજા–શંભુના ત્રીજા નેત્રમાંથી નીકળતા અગ્નિના ભયથી કામદેવની જેમ શોભવા લાગ્યો.

૬૮. પૂર્વજન્મનો શત્રુ દમિતારિ પોતાના કર્મથી સંસારમાં ભમી દિવ્ય મહાઋદ્ધિવાળો વિદ્યુતદંષ્ટ્ર નામના દેવપણે ઉત્પન્ન થયો.

૬૯. ત્યાં રહેલા અને સ્ત્રીઓની સાથે રમતા તે વજ્રાયુધને જોઈ ક્રોધથી લાલ નેત્રવાળા થયેલા તેણે વાવડીના જલમાં ફરતા કુમાર ઉપર એક પર્વત નાખ્યો.

૭૦. અને તે પાશવાળો જાણે ન હોય તેમ તે હલકા દેવે તેના બંને ચરણો નાગપાશથી બાંધી દીધા, " ભવાંતરનો કોપ સ્ફૂરાયમાન થવાથી શક્તિશાળી દુશ્મન શુ શું નથી કરતો ! બધું જ કરે છે.

૭૧. તે પડતા એવા પર્વતને કુમારે મોદકની જેમ ચૂર્ણ કરી નાખ્યો, અને નાગપાશને સ્રીને વેણીની જેમ વેગથી કાપી નાખ્યો.

૭૨. સ્ત્રીઓ સહિત તે વાવડીમાંથી અક્ષત શરીરવાળો નીકળ્યો. પવિત્ર પુણ્યોદય હોય ત્યારે પ્રાણીઓને વિઘ્ન આવતાં નથી.

૭૩. તે સમયે મહાવિદેહમાં જિનેશ્વરોને વાંદી નંદીશ્વરો દ્વીપમાં વંદન કરવા જતા ઇન્દ્રે અત્યંત તેજસ્વી અને સ્રીઓથી પરિવરેલા તેને જોયો.

૭૪. હે સાત્વિક પુરુષ ! અહિં તમે આ ભવમાં ચક્રવર્તી થશો અને ભરત ક્ષેત્રમાં પંચમ ચક્રવર્તી થઇને સોળમા તીર્થંકર થશો.

૭૫. આ પ્રમાણે કહી વંદન કરી કલ્પવૃક્ષોના પુષ્પોથી ભક્તિપૂર્વક પૂજા કરી નંદીશ્વર દ્વીપે, ગયો અને વજ્રાયુધ પોતાના મહેલમાં ગયો.

૭૬. તે કાલે લોકાન્તિક દેવોથી બોધ પામેલા ક્ષેમંકર રાજાએ વજ્રાયુધ કુમારને રાજ્ય ઉપર સ્થાપન કરી દીક્ષા લીધી.

૭૭. સાંવત્સરિક દાન આપીને રાગ રહિત તે રાજાએ ચરિત્ર ગ્રહણ કર્યું અને લાંબાકાળ સુધી પરિષહોને સહન કરી પૃથ્વી ઉપર વિચર્યા.

૭૮. ઘાતિકર્મનો ક્ષય કરનાર, ત્રણ જગતના ઇશ તીર્થંકર ફરીથી ત્યાં આવ્યા અને કેવળ જ્ઞાન પ્રાપ્ત થવાથી શક્રેન્દ્રે આવી ઓચ્છવ કર્યો.

૭૯. ઇન્દ્ર અને વજ્રાયુધ સામે બેઠાં છતાં જગદ્‌ગુરુએ પરોપકાર અર્થે સર્વભાષાને અનુસરનારી વાણીમાં દેશના આપી.

૮૦. સાધુઓએ પ્રમાદ છોડી દશ પ્રકારનો ધર્મ આરાધવા પ્રયત્ન કરવો જોઇએ કલ્યાણના કારણભૂત શ્રાવકોએ બાર વ્રત ગ્રહણ કરવાં જોઇએ.

૮૧. સાધુઓ દયામૂલ તપનો ઉપદેશ આપે છે. દયા વિના કોઈ ધર્મ નથી. તો ધર્મી જીવોએ સ્વર્ગ અને મોક્ષના સુખરૂપ રત્નની અદ્‌ભૂત ખાણ સરખી દયા પાલવી જોઇએ.

૮૨. એક નાસ્તિકને છોડી કોઈ ધર્મનું ખંડન કરતા નથી, જે ધર્મ સત્ત્વનું પ્રતિપાદન કરે છે. તે જીવદયા મૂલક ધર્મને પંડિતોએ ખૂબ વિચાર પૂર્વક પાલન કરવો જોઈએ.

૮૩. હે ભવ્યજીવો!-આ લોકમાં વગર વિચાર્યે કાર્ય કરનાર શું કાયકલેશ નથી પામતો? વળી તે અમૃતાગ્ર રાજા વગેરેની જેમ પશ્ચાત્તાપને પામે છે.

૮૪. હવે વજ્રાયુધ વગેરે સર્વે નમસ્કાર કરી ભગવાનને વિનંતિ કરી કે– હે જિનેશ્વર! આપે જેનું નામ લીધું તે અમૃતાગ્ર રાજા વગેરે કોણ! અને ક્યારે થયો?

૮૫. આ જંબૂદ્વીપમાં દક્ષિણાર્ધ ભારતમાં લક્ષ્મીથી શોભતા ઉંચા મહેલોવાળી વિશાલા નામની નગરી હતી.

૮૬. ત્યાં પોતાના નામ અને તેજ વડે શત્રુઓનાં તેજ અને બલને હરનાર એવો યથાર્થ નામવાળો જિતશત્રુ રાજા થયો. જે વિજયી રાજાની આગળ ઇન્દ્રે પોતાના જીવનને ઉતરતું ગણ્યું હતું.

૮૭. તેને સૌન્દર્ય ગુણની ખાણરૂપ કનકશ્રી નામે રાણી હતી. જેની રૂપ સંપત્તિથી પરાભવ પામેલી રંભાએ પોતાનું નામ કેળને સોંપી દીધું.

૮૮. બીજા દિવસે રાજાએ સવારનું કામ પતાવી ઉદયાચલ પર્વત ઉપર સૂર્ય શોભે તેમ સિંહાસન શોભાવ્યું.

૮૯ તેજ વખતે દ્વારપાલે આવીને રાજાને જણાવ્યું કે. હે મહારાજ! ચાર રાજકુમારો આપને મળવા આવ્યા છે. આજ્ઞા આપો તો પ્રવેશ કરે નહિતર પાછા જાય.

૯૦. 'જલ્દી પ્રવેશ કરાવો' એવી રાજાની આજ્ઞાથી દ્વારપાલે પ્રવેશ કરાવ્યો અને રાજાના હુકમથી ઉચિત આસન ઉપર બેઠા.

૯૧. તે રાજકુમારો ઉપર પ્રસન્ન એવા રાજાએ તે રાજકુમારોને પૂછ્યું–કે તમે ક્યાંથી આવો છો? તમારૂં નામ શું છે? અને શું કામ આવ્યા છો? તે કહો.

૯૨. ભાદરવા માસના મેઘની જેવા સ્વરથી તેઓએ કહ્યું :– ઉત્તર દિશામાં શ્રેષ્ઠ એવું કાંચન-તિલક નામનું નગર છે.

૯૩. તે નગરજનોનો સ્વામી, શત્રુનો નાશ કરવામાં સમર્થ, પ્રવર નામે રાજા રાજ્ય કરે છે. શત્રુઓ પણ જેનુ નામ સાંભળી જંગલોમાં છુપાઇને દિવસો વિતાવે છે.

૯૪–૯૫. તે રાજાને બ્રહ્માની જાણે પહેલી સૃષ્ટિ ન હોય તેવી યથાર્થ નામવાળી. રૂપવતી નામની રાણી છે. તેની કુક્ષિરૂપ છીપમાંથી દેદીપ્યમાન મોતી રૂપે ઉત્પન્ન થયેલા ચાર પુત્રો છે. તે આ પ્રમાણે: તેઓમાં સૌથી મોટો સજ્જનોને પ્રિય દેવરાજ, બીજો વત્સરાજ, ત્રીજો દુર્લભરાજ, ને છેલ્લો કીર્તિરાજ તરીકે મને જાણો.

૯૬. બાલ્યાવસ્થામાં પરસ્પર પ્રીતિવાળા સર્વે કુમારો કલાભ્યાસ શીખ્યા, ને ઉદ્યાનમાં પરસ્પર ક્રીડા કરતા ઘણીવાર લક્ષ્મીની લીલા જેવા લાગ્યા.

૯૭. ચારે મૂર્ત સામાદિ ઉપાયવાળા છતાં દાનાદિ ચારે ધર્મને સેવનારા બન્યા, એવા પુણ્યવાન્ પુરુષો કોને આનંદ આપતા નથી.

૯૮. રાજાની વૃદ્ધાવસ્થા નજીક આવવાથી મોટાપુત્રને રાજ્ય આપી, રાજાએ તાપસી દીક્ષા સ્વીકાર કરી. ત્યાંથી મરીને તે દેવલોકમાં દેવ થયા.

૯૯. ભાગીદારોરૂપી ગીધોએ છલ કપટથી ને ખરાબ આશયથી સ્થાપન કરેલી ક્રીડા કરનારાઓ દ્વારા તે રાજાના રાજ્યરૂપી માંસને લઈ લીધું ઉગ્રમાયાવી પુરુષો શું શું કરતા નથી?

૧૦૦. તે કાંચનતિલક નગરથી નીકળી મોટા ત્રણ ભાઈઓ સાથે ત્રણ નેત્રો સાથે રહેલા શંકરની જેમ હું આપની સેવા માટે આવ્યો છું

૧૦૧. આવી તેની વાણી સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ તે ચારેને યોગ્ય આજીવિકા પૂર્વક પોતાની પાસે જ રાખ્યા,

૧૦૨. કેટલાક કાલે રાજાએ પણ પોતાના નિર્મળ હૃદયની જેમ સરળ એવા તે ચારેને પોતાના અંગરક્ષક તરીકે રાખ્યા.

૧૦૩ પરાક્રમયુક્ત વિષ્ણુ ચારભુજાઓથી શોભે અને વેદ મૂલક ચારમુખથી બ્રહ્મશાન્તિ શોભે તેમ પ્રજા પાલનમાં તત્પર તે રાજા અંગરક્ષક એવા તે ચારેથી શોભવા લાગ્યો.

૧૦૪. હવે એક વખત અત્યંત ગરમી આવતા ઉનાળાના દિવસો આવ્યા. વિદ્વાનોમાં જેમ મૂર્ખતા રહેતી નથી, તેમ ગ્રીષ્મમાં ઠંડક રહેતી નથી.

૧૦૫. જે ઉનાળામાં તાપથી તપી જતા રાજાઓની આગળ અહિંથી તહીં ઠંડા પાણીના ફૂવારા છોડવાથી દાસજનો ખૂબ થાકી જાય છે.

૧૦૬. વળી શ્રીમંત લોકો નોકરો પાસે કુવાઓમાંથી પાણી કઢાવીને પાણીથી ભરપૂર કૃત્રિમ વાવડીઓમાં પત્નીઓ સાથે જલક્રીડા કરે છે.

૧૦૭. વેલડી જોઇને સૂર્ય અધિક તપે. અને સુંદર પત્નીને દેખી પતિ કામાતુર બને તેમ મલ્લીવૃક્ષ પોતાના વિકારાને બહાને સૌભાગ્યપણું પ્રસિદ્ધ કરે છે.

૧૦૮. જેમ સૂર્યનો પ્રકાશ વધતો જાય તેમ દિવસો વધે છે. તેવા સ્વામીથી શું કે જેની વૃદ્ધિ છતાં સેવકોનું પોષણ થતું નથી.

૧૦૯. ચારિત્રનું પાલન કરતા સાધુઓ સિવાય એવો કોઇપણ મનુષ્ય નથી જે, ઉનાળામાં હાથમાં વીંઝણો ધારણ કરતો ન હોય અને વીંઝણાથી પોતાના અંગને વીંઝતો ન હોય!

૧૧૦. આવો ઉનાળો આવે છતે શ્રી દેવરાજે રાજાને પ્રણામ કરી વિનંતી કરી કે હે રાજન્! તમારો હુકમ હોય તો હું મારે ગામ જાઉં.

૧૧૧. વિનંતી સાંભળી રાજા બોલ્યો કે તારા સ્થાનમાં બીજા નિપુણને સ્થાપન કરીને જા, તે સાંભળી રાજાને તેણે ફરીથી વિનંતી કરી.

૧૧૨. હે રાજન્! સેંકડો કામોને છોડીને પણ હું સાંજે પાછો આવીશ. આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, સાક્ષાત્ કામની સ્પૃહાવાળો પોતાના મનોહર ગામમાં આવ્યો.

૧૧૩. અહીં મધ્યાહ્ન કાલ થયા બાદ પોતાના નગરથી નીકળી પાછો ફરતો હતો ત્યારે પ્રચંડ વાવાઝોડું થયું અને વરસાદ વરસવા લાગ્યો.

૧૧૪. ધૂળ અને પાણીથી ભીનાશની શંકાથી તે વડવૃક્ષ નીચે ગયો. તેની ઉપર સાંભળવાના ગુણમાં નિર્મળ દેવરાજે આ પ્રમાણે બોલાતું સાંભળ્યું.

૧૧૫. સર્વે લોકો કુતૂહલને સાંભળો. આજે પવિત્ર ઉજ્જયનીનો રાજા રાત્રીના પહેલા પહોરે કાળો સર્પ કરડવાથી મૃત્યુ પામશે.

૧૧૬. આ સાંભળી વિચાર આવવા લાગ્યો કે-વડ ઉપર આવી વાણી કોણ બોલે છે? જાણ્યું કે પોતાની વાણીથી પિશાચ બોલી રહ્યો છે.

૧૧૭. પોતાના રાજાનું જ આવું અનિષ્ટ સાંભળી વેગથી દયાળુ એવો તે ઉજ્જયિનીમાં ગયો અને તે વખતે ભાવિ આપત્તિવાળા રાજાની મહાન્ પીડા સાંભળી તે દુઃખી થયો.

૧૧૮. પડખેના બધા સેવકોને વિસર્જન કરી રાજા રાત્રિમાં રાણીની સાથે સુઈ ગયો અને અને નિદ્રા આવી ગઈ. કારણ કે વાતથી થાકેલા રાજાને નિદ્રા સુલભ હોય છે.

૧૧૯. મારા જેવો સમર્થ સેવક હોતે છતે મારા સ્વામીને સર્પ ન કરડે એટલા માટે હાથમાં તીક્ષ્ણ તલવાર રાખીને પ્રકાશમાન દીવાની પાછળ ઉભો રહ્યો.

૧૨૦. હીંચકા ઉપર દૃઢ રીતે લગાડેલા પલંગના કડા ઉપર લટકતા સર્પને જોઈ દેવરાજે તલવાર કાઢીને સર્પના બે ટુકડા કરી નાખ્યા.

૧૨૧. સર્પના બંને ટુકડાને કોઈ ગુપ્ત સ્થાનમાં સંતાડી તે રાણીના વક્ષસ્થળ પર પડેલા લોહીના બિન્દુ ઉગ્ર ઝેરરૂપે ફેલાઈ ન જાય તેમ જલ્દી દૂર કર્યાં.

૧૨૨. તરતજ જાગી ગયેલા અને રાણીના વક્ષસ્થળને સ્પર્શ કરતા દેવરાજને જોતાં અત્યંત ક્રોધથી લાલ નેત્રવાળા થયેલા રાજાએ ચિત્તમાં વિચાર્યું

૧૨૩. મારી પત્નીમાં આસક્ત મનવાળા આને હમણાંજ મારી નાખું પણ પોતાની શકિતથી આ અત્યંત બલવાન છે તેથી તેનો ઉપાયથી વિનાશ કરવો જોઇએ.

૧૨૪. આ પ્રમાણે વિચાર કરતા રાજાનો રાત્રીનો પ્રથમ પહોર ગયો. અને ત્યાર પછી શ્રી દેવરાજનો નાનોભાઈ રાજાનો પહેરેગીર થયો.

૧૨૫. અહીં અત્યારે પહેરેદાર તરીકે કોણ રહેલો છે. એ પ્રમાણે રાજાએ પૂછ્યું ત્યારે કહ્યું કે હું વત્સરાજ અત્યારે પહેરેગીર છું એમ તેણે કહ્યે છતે રાજાએ કહ્યું.

૧૨૬. હે વત્સ! જો તું કાર્ય કરે તો હું તને એક હુકમ આપું. શું સ્વામીના વચનને કરવામાં સેવકોએ વિચાર કરવાનો હોય ખરો? એમ તેણે જવાબ આપ્યો.

૧૨૭. ત્યાર પછી રાજાએ પણ તેને હુકમ કર્યો કે, રાજચરણના આશ્રિત હે વત્સરાજ ! કોઇપણ જાતનો બીજો વિચાર કર્યા સિવાય મોટાભાઇને હણીને તેનું મસ્તક મારી પાસે લાવ.

૧૨૮ તેજ વખતે રાજાની આજ્ઞાનો સ્વીકાર કરીને કાર્ય કરવા માટે તે તૈયાર થયો, કેટલાંક પગલાં જઈને વિચારક એવા તે વત્સરાજે કંઈક વિચાર્યું.

૧૨૯. કદાચ અમૃત વિષ થઈ, કદાચ પાણી પણ અગ્નિ થઈ જાય, પણ મારા મોટાભાઈ શ્રી દેવરાજમાં કોઈ દૂષણ સંભવે જ નહીં.

૧૩૦. તેના ખોટા અપરાધથી તેના ઉપર ક્રોધિત થયેલો રાજા શંકા કરે છે. કોઇપણ ઉપાયે વિલંબ કરી રાજાને હું સમજાવીશ.

૧૩૧. આ પ્રમાણે સારી રીતે વિચારી તે બે ઘડીમાં પાછો આવ્યો. અને તેણે પોતે રાજાને અંજલી કરી ધીરજપૂર્વક વિનંતી કરી.

૧૩૨. હમણાં દેવરાજ જાગે છે. જાગતાને મારવા હું સમર્થ નથી. જ્યારે તે નિદ્રાધીન થઈ જશે ત્યારે તેને હું હણી નાખીશ !

૧૩૩. તેનામાં છુપાયેલા કોપને શમાવવા માટે સદા વાત્સલ્યવાળા વત્સે રાજાને કહ્યું કે- વિનોદ વિના માલીકની રાત ત્રણ પહોરની હોવા છતાં હજારો પહોરની થઈ જાય છે.

૧૩૪. તો મારી આગળ હાલમાં સ્વામી કંઇક વાત કરો અથવા કાન દઈને જાણકાર પ્રભુ મારી પાસેથી સાંભળો.

૧૩૫, સ્વામીથી હુકમ કરાયેલા તે વત્સરાજે રાજકથા કહેવાની શરૂઆત કરી. પોતાની મેળેજ કહેનાર વકતા બીજાની પ્રેરણા મળતાં શું નથી કહેતો ?

૧૩૬. બધા વર્ણોના આશ્રયરૂપ પાટલીપુત્ર નગરમાં ચિત્ર વિચિત્ર કાર્ય કરવામાં અગ્રેસર અત્યંત પ્રતાપી પૃથ્વીરાજ નામે રાજા હતો.

૧૩૭. તેને પૂર્ણ ચંદ્રની જેમ તેજસ્વી મુખવાળી સુતારા નામે રાણી હતી. જેણે ચંદ્રસૂર્યને કદાપિ જોયા ન હતા, કારણ કે ચંદ્ર કલંકી છે અને સૂર્ય પીડાકારી છે.

૧૩૮. તેજ નગરમાં બન્નેને માન્ય વિશુદ્ધ શીલવાળો રત્નસાર નામનો શેઠ રહેતો હતો કે જેનો હંમેશાં આશ્રય પામીને ધર્મ ટકી રહ્યો છે. જેમ હાથી વિશાલ આલાન સ્તંભનો આશ્રય લઈને ટકી રહે છે, તેમ.

૧૩૯. તે શેઠને કાન્તિમાં દેવી જેવી દેદીપ્યમાન શીલથી શોભતી સુરી નામની પત્ની હતી કે જેનો અંબોડો રાહુની સ્પર્ધા કરવાના કારણે જ જાણે કાળાશ ધારણ કરતો હતો

૧૪૦. તે બન્નેને રૂપની ઋદ્ધિથી કામના અવતાર જેવો ધનદત્ત નામનો પુત્ર હતો અને તે બાલ્યકાળથીજ જેમ બુદ્ધિથી યુકત હતો તેમ કલાઓથી પણ યુકત હતો

૧૪૧. એક દિવસ આભૂષણોથી શોભતો ઘરેથી નીકળી બજારમાં ગયો. અને કોઈ બે પુરુષો વાતચીત કરી રહ્યા હતા, તેમની વાત ધીર એવો તે સાંભળવા લાગ્યો.

૧૪૨. ગુણોત્તમ પુરુષોમાં અગ્રેસર અને પુન્યશાળીઓમાં તિલક સમાન એવો તે પુરુષ છે. કેજે પિતાના ધનનો ભોગવટો કરીને અને દાન આપીને પોતાના ધનને સફળ કરે છે.

૧૪૩. ત્યારે બીજો બોલ્યો-હે મિત્ર હું તેને કોઈ રીતે વખાણીશ નહિ. કે-જે પિતાના ધનનું દાન કરે છે. અને ભોગ ભોગવે છે. તે મારા ચિત્તને કદિ આહલાદક હોતોજ નથી.

૧૪૪. તેની કહેલી વાત સાંભળી ધનદત્તે વિચાર કર્યો કે, આણે વાત કરી તે યોગ્ય છે. વિનીત, ગુણી અને સમર્થ એવા તે પુત્રોવડે કરીને શું કે જેઓની પાસે પોતાની ભુજાથી મેળવેલી લક્ષ્મી નથી?

૧૪૫ આમ વિચાર કરતો કરતો તે ઘરે ગયો. વિનયી પુત્રે પિતાને જણાવ્યુ કે, જે માણસો પરદેશમાં જઈ વ્યાપાર કરે છે તેજ ઉત્તમ પુરુષો છે.

૧૪૬. રંગે રૂપાળો હોય, શકિતમાન બલવાન હોય, ભણવામાં હોંશિયાર હોય એટલે કે વિદ્વાન હોય તો પણ હે તાત! તે પુરુષ કયારે પણ લક્ષ્મી ઉપાર્જન કર્યા વિના પુરુષોત્તમપણાને પામતો નથી.

૧૪૭. ૧૪૮. તો હે તાત! આપના હુકમને પામીને હું લક્ષ્મી મેળવવા પરદેશ જાઉં? આમ પોતાના પુત્રના મનની ઈચ્છા જાણી, બુદ્ધિમાન શેઠે કહ્યું-પોતાના મનોરથને પ્રગટ કરતા માંરુ ચિત્ત ખેદ યુકત કર્યું કારણ કે હે વત્સ તારા ભાગ્યથી મારે ઘેર લક્ષ્મી અધિકાધિક વધતીજ જાય છે.

૧૪૯. પરણેલી વધૂની જેમ તે લક્ષ્મીને પોતાની ઈચ્છા પ્રમાણે તું વાપર. અને ઘરે રહીને જ વેપાર કરતો તું હે પુત્ર! મારા ચિત્તને આનંદ પમાડ.

૧૫૦. આ પ્રમાણે પિતાએ નિષેધ કર્યો છતાં આગ્રહ સહિત પુત્રે કહ્યું "હે પિતાજી તમે લક્ષ્મી ઘણી મેળવી પણ "તે મારી તો બેન થઈ" જેથી તે મારા માટે તો તે ભોગ્ય બની શકતી જ નથી.

૧૫૧. આ પ્રમાણે આગ્રહરૂપી મગરે પકડાયેલા ચિત્તવાળા પિતાને પૂછીને કરીયાણું ખરીદી તે ધનદત્ત શુભ મુહૂર્તમાં સારા શુકનો થતાં ધન મેળવવા પરદેશ ચાલ્યો.

૧૫૨. તે સ્વાભાવિક સજ્જનપણાને પ્રગટ કરતો સાથે ચાલતા સાર્થને સંભાળતો વનમાં પણ ઘરના સુખને ભૂલાવી દેતો કેટલાંક પ્રયાણે શ્રીપુરનગરમાં પહોંચ્યો.

૧૫૩. ધનદત્તે નગરના ઉદ્યાનમાં સાર્થની સમ્મતિથી થાકી ગયેલા ઘોડા અને બળદોને વિશ્રાંતિ આપવા માટે તંબુઓ બાંધ્યા.

૧૫૪ એટલામાં મોડી રાતે બીકથી થરથરતો અને શ્વાસોશ્વાસથી ભરાયેલા કંઠવાળા કોઇક પુરુષે સાર્થવાહનું શરણ સ્વીકાર્યું.

૧૫૫. "મારો મારો" એ પ્રમાણે બોલતા, હાથમા તીક્ષ્ણ તલવારોને ધારણ કરતા કેટલાક પુરુષો વેગથી દોડતા તેની પાછળ આવ્યા.

૧૫૬. શરણ આવનારાઓને શરણ આપનાર તે સાર્થવાહે મારવાવાલા પુરુષોને કહ્યું, હે ક્ષત્રિયો ! તમારો આણે શું અપરાધ કર્યો છે કે, રોષ સહિત મારવા માટે તૈયાર થયા છો ?

૧૫૭. તેઓ બોલ્યા કે, હે સજ્જન સાર્થવાહ ! અહિંના રાજાનો આ નોકર છે અને રાજાના આભૂષણ ચોરી જુગાર રમ્યો છે.

૧૫૮. તો જુગાર રમતા આને ગ્રાસ કરી બાંધી અમે રાજાને સોંપીએ. નીતિવાળા રાજાએ કુપિત થઈને તેજ ક્ષણે મારી નાખવો એમ હુકમ કર્યો છે.

૧૫૯. મંત્રીથી વિનંતી કરાયેલા રાજાએ આભૂષણોની પ્રાપ્તિ થઈ જાય તો જેલમાં સારી રીતે રાખવો. તે પ્રમાણે રાજાએ સ્વીકાર્યું છે.

૧૬૦. પણ આ રાત્રીના છેલ્લા પહોરે શક્તિથી કોટવાલને મારી નાખીને જેલમાંથી ભાગી ગયો શક્તિશાલી માણસ શું ના કરે ?

૧૬૧. આ બધા સેના સહિત મારી પાછળ આવે છે. એમ એમણે જાણી કમલ વનમાં છુપાઈને તેણે કેટલોક કાલ કાઢયો.

૧૬૨. તે કમલ વનમાંથી નીકલી હે સ્વચ્છ પુરુષ ! તમારે શરણ આવ્યો છે. તે વાત સાંભળી સાર્થવાહ તે રાજપુરુષોને કહેવા લાગ્યો.

૧૬૩. આવું દુષ્કાર્ય કરવાથી વધને યોગ્ય છે જ, પરંતુ કાંઈ આભૂષણ રાજાને મલ્યું કે નહિ તે જણાવશો ?

૧૬૪. તેમણે કહ્યું કે, આભૂષણો રાજાને મલી ગયાં છે. તો ધનદત્તે તે પુરુષોને કહ્યું કે, થોડીવાર રાહ જુવો એમ હું રાજાને વિનંતી કરૂં છું.

૧૬૫. તે ધનદત્ત તરતજ ભેટ લઈને ગયો. રાજાને અતિ પ્રસન્ન કરીને છોડી મુકાવ્યો, કારણ કે સજ્જનોની પ્રવૃત્તિ ખરેખર પરોપકાર માટે જ હોય છે.

૧૬૬. તેને પોતાના સ્થાનમાં લાવી ભોજન કરાવી નવાં યોગ્ય વસ્ત્રો આપીને બંને લોકમાં હિતકારી એવી શિખામણ આપી.

૧૬૭. કેદ અને વધના કારણભૂત ચોરી કયારેય પણ તારે કરવી નહિ. હે ભાઈ ! જો બુદ્ધિ હોય તો અને આ લોક અને પરલોકનાં સુખને ઇચ્છતો હોય તો તું ચોરીનો ત્યાગ કર.

૧૬૮. આ પ્રમાણે ઉપદેશરૂપી અમૃતપાનથી સંતુષ્ટ થઈને તે બોલ્યો તમે મારા પ્રાણનું રક્ષણ કરનારા છો, તેથી તમારા કહ્યા પ્રમાણે આજથી હું પાલન કરીશ.

૧૬૯. તમારા ઋણમાંથી હું ક્યારેય મુક્ત થઈ શકીશ નહીં. કારણ કે સંસારમાં જીવથી અધિક કોઈ વસ્તુ નથી. તો પણ પરીક્ષા કરેલી "ભૂતનિગ્રહ" કરવાની વિદ્યાને તમે ગ્રહણ કરો.

૧૭૦. આની ઇચ્છા નિષ્ફલ ન જાય માટે, તેમણે ભૂતનિગ્રહ વિદ્યા ગ્રહણ કરી. પંડિતો લગભગ કોઇની પ્રાર્થનાનો ભંગ કરતા નથી.

૧૭૧. તે ધનદત્ત સાથે કેટલોક સમય સુખપૂર્વક વિતાવી ત્યાંથી નીકલી. વૃક્ષોની વિશાલ શ્રેણીવાળી કાદંબરી નામની મોટી અટવીમાં આવ્યો.

૧૭૨. નદીના કિનારે વાસ કરનાર સજ્જન ધનદત્તે શોકાકુલ અને રડતા અને ચિંતાયુકત ભીલને જોઈ કહ્યું.

૧૭૩. તને કોઈ વ્યાધિ પીડા કરે છે? કે આંતરિક કોઈ ચિંતા છે! કે કોઈ બીજા નિમિત્તે તું શોકાકુલ દેખાય છે.

૧૭૪. આમ પૂછાયેલા તેણે કહ્યું કે–હે મોટા શેઠ! તમે સાચી વાત સાંભળો. આ નદીની સમીપે દુર્ગશૈલની પાસે અદ્રિકુહરિ નામની ચોરપલ્લી છે.

૧૭૫. તે પલ્લીમાં ભૂજાબલવાળો શ્રી ચંડસિંહ નામે પલ્લીપતી રહે છે. લક્ષ્મીજી જેવા રૂપવાલી સિંહવતી નામની તેની સ્ત્રી છે.

૧૭૬. એક વખત તે સિંહવતી ભૂતથી થયેલા દોષથી પીડા પામેલી તે જીવે તેમ નથી. એનાથી હું પીડા પામ્યો છું.

૧૭૭. તેનું ભયંકર દુ:ખ સાંભળી, તેની સાથે ચંડસિંહના ઘરે જઈ પહેલેથી સાંભળેલી ભૂતનિગ્રહ વિદ્યા વડે સિંહવતીને મેં સ્વસ્થ બનાવી.

૧૭૮. આ પ્રમાણે ચંદ્રમાની જેમ કલાવાળો, પરોપકારને કરતો, સાગરની જેમ ગંભીર ચિત્તવાળો તે ધન સાર્થવાહની સાથે ગંભીરપુર નામના નગરમાં પહોંચ્યો.

૧૭૯. તે નગરમાં ઘણો પ્રયત્ન કરવા છતાં ઇચ્છિત ધન મલ્યું નહિં, માટે રાત્રિના ચોથા પહોરમાં જાગીને વિચાર કરવા લાગ્યો.

૧૮૦. પરદેશમાં આવ્યા છતાં ઈષ્ટ લાભ થયો નહિ. કારણ કે સમુદ્રની પુત્રી લક્ષ્મી સમુદ્રમાં ગયા સિવાય મળે નહિ!

૧૮૧. એ પ્રમાણે સ્થિર રીતે વિચારતા એવા સાધુપુરુષની રાત્રી પૂર્ણ થઈ અને પ્રાતઃકાલનુ કાર્ય પતાવી તેજ ક્ષણે સમુદ્રના કાંઠે આવ્યો.

૧૮૨. દેશમાંથી આવેલાઓને પણ જે જલ તૃષા દૂર કરવા સમર્થ નથી. માટે ઉજ્જવલતાને યોગ્ય નથી, એમ બતાવતો જાણે સમુંદ્ર કાલાપાણીને ધારણ કરે છે.

૧૮૩. જેણે આળસ રહિત સકલ દેવોને અમૃત આપીને અને મનુષ્યોને કાન્તિમાન રત્નો આપીને ખુશી કર્યા.

૧૮૪. વાયુથી પ્રેરાયેલા જલતરંગ વડે આકાશમાં ઉછળીને પોતાની વલ્લભા આકાશગંગાને પ્રેમથી ભેટવાની ઇચ્છાથી શોભવા લાગ્યો,

૧૮૫. ઉદાર, વિકસ્વર મુખવાળાને હર્ષિત હૃદયવાળા તેણે સમુદ્રને રત્નાકર તરીકે જોઈ પૂજાની સામગ્રી વડે પૂજન કર્યું. ૧૮૫.

૧૮૬. ત્યાર પછી તે સ્વદેશી ઇચ્છિત ધનને આપનારા કરીયાણાંથી વહાણભરી અને નાવિક ને ધન અને વસ્ત્રોથી સંતોષીને વહાણમાં બેસી સામે કાંઠે જવા પ્રયાણ કર્યું.

૧૮૭. એક દિવસ વહાણ સમુદ્રના મધ્યભાગમાં ગયે છતે ચાંચમાં આમ્રફલને લઈ જતા પોપટને ધનદત્તે જોયો.

૧૮૮. થાકથી અને ભારથી દુ:ખી થયેલો પોપટ જ્યાં સુધીમાં નાવની નજીક આવ્યો નહિં તેટલામાં નાવિક તેના કહેવાથી વહાણને ત્યાં લઈ ગયો, ને તેમાં પડયો.

૧૮૯. ત્યારે ઠંડુ જલ છાંટીને દયાળુ ધનદત્તે પોપટને સ્વસ્થ કર્યો, ક્ષણવારમાં પોપટ પક્ષી ફ્લને છોડી મનુષ્યભાષાથી બોલવા લાગ્યો.

૧૯૦. પરોપકાર કરવામાં રસિક, દયામાં તત્પર, મારા પ્રાણનું રક્ષણ આપનાર તમારા ઉપકારનો કંઈક બદલો વાળું તો પણ હે મહાશય! હું તમારા ઋણમાંથી મુક્ત કેવી રીતે થાઉં!

૧૯૧. મારું રક્ષણ થવાથી હું જેમનો એકજ પુત્ર છું એવાં વૃદ્ધ અંધ અને દુર્બલ શરીર વાળાં મારા માતાપિતાનું પણ શું રક્ષણ નથી થયું?

૧૯૨. જે બીજાઓનો ઉપકાર કરે છે તેજ પુણ્યવાન પુરુષોમાં શ્રેષ્ઠ હોય છે. પરોપકાર કરવામાં અશક્ત, અને તિર્યંચ જાતિવાળા મને ધિક્કાર થાવ

૧૯૩. હે ભાઈ! આ અનુપમ એવુ આંબાનું ફ્લ તમે ગ્રહણ કરો જેથી લોકમાં પોતાની યોગ્ય શક્તિ વડે ઉપકાર થઈ શકશે?

૧૯૪. તેની વાત સાંભળી આશ્ચર્ય પામતો શેઠ બોલ્યો કે હે પોપટ! આ એક ફ્લથી શું થાય! આ સ્વાદિષ્ટ આમ્રફલ અને ભાત વગેરે રુચિપૂર્વક તુંજ ખા.

૧૯૫. તે આમ્રફલનો પ્રભાવ પોપટ ધનદત્તને કહેવા લાગ્યો કે આ વિન્ધ્યાચલ પર્વતમાં મોટી અટવી છે. તેમાં નિર્ભય સિંહનાં કુલો વસે છે.

૧૯૬. ત્યાં એક ઊંચા વૃક્ષ ઉપર માળો બનાવી મારા માતાપિતા સુખ પૂર્વક રહે છે તેમનો હું એકજ પુત્ર છું.

૧૯૭. એક દિવસ વનમાં આંબાના વૃક્ષ ઉપર હું બેઠો હતો ત્યારે ગુરુ એક શિષ્યને શિખામણ આપતા હતા તે વાત મેં સાંભળી.

૧૯૮. સમુદ્રની સમીપ વિન્ધ્યગિરિના શિખર ઉપર વિશાલ આંબાનું ઝાડ છે. તેના ઉપર હંમેશા ફ્લ થાય છે. તે ખાવાથી સંપૂર્ણ રોગોનો નાશ થાય છે.

૧૯૯. સાધુ મહારાજની સાચીને હિતકર વાણી સાંભળી મારા માતાપિતાનું અંધપણું દૂર કરવા માટે આ ફ્લ લાવ્યો છું.

૨૦૦. આ ફલ લઇને શીઘ્ર ઉડતો તેના ભારથી મને નીચે પડતો જોઈ હે સ્વામી ! નીતિવાળા એવા તમે નાવને ખેંચી મારી પાસે લાવ્યા.

૨૦૧. તીવ્ર રોગ અકસ્માત્ મરણ વગેરેથી રક્ષણ કરનાર આ ફલ લઇને મને ઋણ મુકત કરો, અને તમારો ઉપકાર હંમેશાં હું યાદ રાખીશ !

૨૦૨. એમ કહી જવાબની અપેક્ષા રાખ્યા સિવાય પોપટ–શેઠને ફલ આપીને ઉડી ગયો અને થોડા દિવસોમાં વહાણ સોપારક નગરે આવ્યું.

૨૦૩. અકાલ મૃત્યુને રોકનાર આ સ્વાદિષ્ટ ફલ ખાવાથી શું ? હું ખાઉં તેના કરતાં વિશ્વોપકારી એવા ઉત્તમ ઇચ્છાવાળા કોઇકના હાથોમાં આ સુંદર ફલ આપું.

૨૦૪. હાં જાણ્યું ! ઇન્દ્રના તેજ સરખા પૃથ્વીમંડલના પાલક એવા કોઈ રાજાને અપર્ણ કરી સર્વ પરોપકારને જીતી જાઉં.

૨૦૫. આવો વિચાર કરી તે બંદરના રાજાને રત્નોથી ભરેલા પ્રકાશમાન થાળમાં ફલને રાખી હર્ષને ધારણ કરતા તેણે ભેટ કરી.

૨૦૬. તેના મુખથી ફલનું માહાત્મ્ય સાંભળી શરદઋતુના ચંદ્રમાં જેવી ઉજ્જવલ કીર્તિવાળા રાજાએ તેનું દાણ માફ કરી દીધું.

૨૦૭. ત્યાં સંતોષ થાય તેવું ઘણું ધન મેળવી શેઠ તેજ ગંભીરપુરના માર્ગે પોતાના દેશતરફ જવા નીકળ્યો.

૨૦૮. અને કાદંબરી નામની મહાઅટવીના મધ્યભાગમાં રહેનારા ભીલોની ધાડ રાત્રીમાં ભયંકર અવાજ કરતી અકસ્માત્ ક્યાંયથી આવી પડી !

૨૦૯. "મારો મારો" એમ ઉદ્ધત ને ભયંકર ગર્જના કરતા ને હાથમાં તલવારો લઈ ભીલલોકોએ બખ્તર ધારણ કરી લડવાની શરૂઆત કરી.

૨૧૦. ત્યાર બાદ સમાનનું સમાન સાથે યુદ્ધ નહિ થતુ હોવાથી તેના દ્વારપર રહેલા સેનાપતિએ ઉંચો હાથ કરી આનો જય થાવ ! એમ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યો.

૨૧૧. સિદ્ધ નદીના પ્રવાહ જેવાં અક્ષત, પરોપકારીઓમાં શ્રેષ્ઠ-પરના અને પોતાના ભેદને નહિ જાણતો આ શ્રી ધનદત્ત જયવંતા વર્તે છે.

૨૧૨. આ સાંભળી ભીલોના રાજા ચંડસિંહે પોતાના માણસોને કહ્યું કે હે સુભટો ! યુદ્ધથી ખસીજાવ ને મારી વાણી સાંભળો.

૨૧૩. જો આ મારો પરોપકારી ધનદત્ત સાર્થવાહ હોય તો તમારા જેવાઓએ પણ જેનું મુખ જોવા યોગ્ય નથી તેવો હું જ પહેલો કૃતઘ્ન (પાપી) થયો છું.

૨૧૪. પછી તે સુભટોથી નિશ્ચય કરી તેની પાસે જઈ ભકિતથી નમી, હું તારો મિત્ર છું એમ બોલી આગ્રહ કરી–માનથી પોતાની પલ્લીમાં લઈ ગયો.

૨૧૫. અમારી પત્નીનું તમે રક્ષણ કર્યું. તેથી હું પણ જીવતો રહ્યો. એમ બોલીને ચંડસિંહે ધનદત્તને વ્યાઘ્રચર્મ, મૃગચર્મ, ગજદંતને મુકતાફલ વગેરે આપ્યાં.

૨૧૬. તે પલ્લીપતિ ચંડસિંહને પૂછીને તેની કૃતજ્ઞતાને યાદ કરતો પર્વત જેવો ગંભીર ધનદત્ત કેટલેક દિવસે સાર્થ સાથે પોતાના નગરમાં આવ્યો.

૨૧૭. તે ધનદત્તે પોતાના ઉપાર્જન કરેલા ધનથી અભિમાન રહિત સર્વ યાચકોનો સત્કાર કરતાં અને દાન આપતાં ગૃહસ્થ ધર્મનું ફલ મેળવ્યું.

૨૧૮. શ્રાવકોના બાર વ્રતલઈ પાલન કર્યાં અને સુગુરુ પાસે દીક્ષા લઈ કર્મ ખપાવી મોક્ષે ગયો.

૨૧૯. આ બાજુ વેલાકુલના રાજાએ શેઠે આપેલું આમ્રફલ સર્વજનોનો ઉપકાર અર્થે પોતાના બગીચામાં વાવી દીધું.

૨૨૦. અંદરને બહાર વાડ કરી રક્ષકો પાસે રક્ષણ કરાતુ મનુષ્યોના મનોરથની જેમ આમ્રવૃક્ષ હંમેશાં વધવા લાગ્યું.

૨૨૧. કેટલોક કાલ ગયે છતે ઉનાળામાં રક્ષકોએ વૃક્ષને ફલ આવેલું જોઈ રાજાને જણાવ્યું અને ફલ લાવીને રાજાને આપ્યું.

૨૨૨. નિધિના લાભની જેમ તે વાત સાંભળી રાજાએ રક્ષકને દાન આપ્યું અને બુદ્ધિમાન રાજા તે ફલને જોઈ વિચારવા લાગ્યો.

૨૨૩. પોતાના ઈષ્ટદેવ ગુરુને અર્પણ કર્યા સિવાય મારે પણ આ ફલ ખાવા લાયક નથી. એમ વિચારી પુરોહિતને આપ્યું.

૨૨૪. પુરોહિતે સ્નાન કરી દેવપૂજા કરવા પૂર્વક રસથી ભરપુર અમૃત કરતાં મધુર એવા આમ્રફલને ચાખ્યું.

૨૨૫. તે ફલને ખાવા માત્રમાં મૂર્છા પામેલો બ્રાહ્મણ ધીરે ધીરે મરણ પામ્યો. તે માઠા સમાચાર સાંભળી રાજા દુઃખી થઈ ફરી વિચારવા લાગ્યો.

૨૨૬. કોઈ મારા શત્રુએ ઉગ્રરોષથી આવું વિષફલ મોકલાવ્યું છે દ્વેષભાવથી યુદ્ધમાં પરાજય પામનાર એવા મારા રાજ્યની ઈર્ષ્યા કરનારનું આ કામ છે.

૨૨૭. પટ્ટ હસ્તી, પટ્ટ અશ્વ, પાટવી કુમાર, ને પટ્ટરાણી તેમજ પુરોહિત એટલાના મરણથી, રાજાનું અપમૃત્યુ ના થાય-તે શ્રુતિ પુરોહિતે સાચી કરી.

૨૨૮. આવું વિચારી ક્રોધથી ધમધમતા રાજાએ નોકરોને તે વૃક્ષનો નાશ કરી નાખવાનો હુકમ કર્યો. સેવકોએ જલ્દી દોડીને કુહાડાની ધારથી તે વૃક્ષને કાપી કાઢી નાખ્યું.

૨૨૯. તે આંબાને કાપી નાખ્યો તે સાંભળી લોકો બુદ્ધિથી સુખપૂર્વક મરવા માટે કુષ્ઠી બહેરા વગેરે દોષથી પીડાતા લોકો જલ્દી તે તરફ દોડયા.

૨૩૦. કોઇએ ફલ, કોઇએ મોર, કોઇએ પાંદડાં લીધાં અને તે રોગ ઉપર લગાડયાં કોઇએ ખાધાં જેથી રોગરહિત કામદેવની મૂર્તિ જેવા શોભવા લાગ્યા

૨૩૧. મનુષ્યોને કામદેવ જેવા રોગ રહિત થયેલા જોઈ સાંભળી પહેરેગીરોને રાજાએ બોલાવ્યા, ને પૂછયું કે ફલ વૃક્ષ પરથી લાવ્યા હતા કે નીચે પડેલું લાવ્યા હતા તે કહો ?

૨૩૨. પહેરેદારોએ કહ્યું કે હે મહારાજ! રાત્રીમાં સ્વયં પડેલું ફલ હતું, સંતુષ્ટ થયેલા અમે ફલને પામી આપની પાસે ભેટણારૂપે મોકલ્યું હતું.

૨૩૩. પંડિતોને પૂજ્ય એવા રાજાએ સાપના ઝેરથી યુક્ત એ ફલ હતું. એવો નિશ્ચય કરીને વિચાર શૂન્યતારૂપી સર્પથી હું સ્પર્શ કરાયો, વિવેક વિનાનો થયો એમ રાજા ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો.

૨૩૪. વિચાર્યા વિના કરેલા કાર્યનું ફલ ખરાબ આવે છે માટે વિવેકી પુરુષોએ સારી રીતે વિચારીને કાર્ય કરવું જોઇએ.

૨૩૫. આ કથા સાંભળી મનમાં દુઃખ અનુભવતો રાત્રીનો બીજા પહોર વીતી જતાં છતે રાજાએ તેમને ઘરે જવા માટે રજા આપી.

૨૩૬. ઘંટ વગાડતા ચોકીદારોથી જાણી વલ્લભરાજ નામના ત્રીજા જાગતા પહેરેગીરને રાજાએ કહ્યું કે હું જે હુકમ કરૂં તે વિલંબરહિત તું કરીશ?

૨૩૭. વિજ્ઞ એવો તે બોલ્યો કે હે સ્વામિન્! સેવકો સ્વામીના હુકમની ઉપેક્ષા કરતા નથી. રાજા બોલ્યો, જલ્દી જઇને વિચાર્યા વિના દેવરાજને મારી તેનું મસ્તક લાવ!

૨૩૮. તમારો આદેશ પ્રમાણ છે. એમ બોલી વિલંબ કરી તે પાછો વળી રાજાને પોતાનો મોટો ભાઈ જાણે છે. એમ જણાવી કથા કહેવા લાગ્યો.

૨૩૯. નગરોમાં શ્રેષ્ઠ રાજપુર નામનું નગર હતું. નામ પ્રમાણે ગુણવાળો રિપુમર્દન નામનો રાજા હતો. ઉદારતા, ધીરતા વગેરે ઉત્તમ વખાણવા યોગ્ય ગુણો તે વિવેકી રાજાનો આશ્રય કરીને રહ્યા હતા.

૨૪૦. સુંદર રત્નોની માલા ધારણ કરીને શોભતી રત્નમાલા નામે તેની પત્ની હતી. જેની સાથે ઉદાર ભોગ ભોગવતાં ઇન્દ્રાણી સાથે ઇન્દ્રની જેમ તેનો સમય પસાર થતો હતો.

૨૪૧. એક વખત સભામાં રહેલા રાજાને દ્વારપાલે વિનંતી કરી કે હાથમાં માલાવાળો વિચિત્ર એવા પોતાના ગુણથી પ્રસિદ્ધ બ્રહ્મચારી આવ્યો છે.

૨૪૨. જય થાવ! જય થાવ! એમ આશીર્વાદ આપી દેખાડેલા સ્થાને તે બેઠો અને નીતિના જાણકાર રાજાએ સભાને વિસર્જન કરી.

૨૪૩. તે સ્નાન કરી બ્રાહ્મણે આપેલા પુષ્પો લઈ બોલ્યો કે હે બ્રાહ્મણ! તું કયાંથી આવે છે! અને શા માટે આવ્યો છે?

૨૪૪. ત્યારે તે બ્રાહ્મણે કીધું કે ઉત્તરદિશામાં રહેલા શ્રેષ્ઠ અરિષ્ટપુર ગ્રામનો રહેવાસી પૂજાદિ કાર્ય કરનાર નિર્મલ દોષ રહિત યજ્ઞદત્ત નામે બ્રાહ્મણ છે.

૨૪૫. વિદ્યુન્મુખા નામની માતાની કુક્ષિથી જન્મ પામેલો તે યજ્ઞદત્તનો પુત્ર શુભંકર નામે હું બ્રાહ્મણ છું. બાલ્યાવસ્થા બાદ તીક્ષ્ણ બુદ્ધિમાન્ હોવાથી પિતાએ વેદાદિ અધ્ય-યનમાં કુશલ બનાવ્યો.

૨૪૬. તે હું દેશાન્તર જોવા માટે ફરતો ફરતો આ નગરમાં આવ્યો છું. તમારા ચરણકમલનો સ્પર્શ કરીને પોતાનો માનવજન્મ સફલ માનું છું.

૨૪૭. તેની તીવ્રબુદ્ધિ જોઈને રાજાએ સુવર્ણ અને વસ્ત્રોથી સત્કાર કરી-કૌસ્તુભ રત્નને વિષ્ણુએ જેમ ધારણ કર્યું તેમ વેદ જાણકાર આ બ્રાહ્મણને પુરોહિત બનાવ્યો.

૨૪૮. તે શુભંકર પુરોહિત રાજાને પ્રીતિપાત્ર થયો અને શુદ્ધ આશયવાળો ચંદ્ર જેવો નિર્મલ મનવાળો અંતઃપુરમાં પણ જવા લાગ્યો.

૨૪૯. પરમ સ્નેહવાળા તે બન્નેનો કેટલોક કાળ ગયો. પછી એક દિવસ નગરના ઉદ્યાનમાં ક્યાંકથી કોઈક ભયંકર સિંહ આવી ચડ્યો.

૨૫૦. વનપાલ પાસે આ વાત સાંભળી પોતાની સેના સાથે સત્ત્વશાલી સિંહને જોવાજ ન જતો હોય તેમ રાજા વેગપૂર્વક તેને હણવા માટે નગરમાંથી નીકળ્યો.

૨૫૧. રાજાની પાછળ આવતા સૈન્યને રોકી બલવાન તે રાજા બ્રાહ્મણને મહાવત બનાવી હાથી ઉપર બેસી જંગલમાં ચાલ્યો.

૨૫૨. તે હાથીની ગંધ આવવાથી અતિક્રોધી વિજળીના જેમ નેત્રવાળો સિંહ સામે આવ્યો.

૨૫૩. તે સિંહ જેટલામાં ફાલ મારે છે. તેટલામાં બ્રાહ્મણે ખુલેલા સિંહના મુખમાં હાથમાં રહેલા અંકુશના અગ્રભાગ વડે ઘા કર્યો.

૨૫૪. તાલવામાં લાગવાથી પીડાયેલો સિંહ જાણે ભયજ લાગ્યો હોય તેમ મરી ગયો, રિપુ-મર્દન રાજા તે બ્રાહ્મણનું પરાક્રમ જોઈ આંખમીચીને લજ્જા પામી ગયો.

૨૫૫. તે બ્રાહ્મણ બોલ્યો હે રાજન્! હર્ષના સ્થાનમાં વિષાદ કેમ થાય છે? સેવકોના વિશુદ્ધ કર્મથી સ્વામી ખુશ રહે છે.

૨૫૬. તે રાજા બોલ્યોઃ તે સિંહને મારીને મારૂ બલ હીન કર્યું, વળી પ્રજા આ વાત સાંભળી મને કાયર કહેશે.

૨૫૭. તે બ્રાહ્મણ બોલ્યો કે હું બીજાને ક્યારે પણ કહીશ નહિ. અને સિંહને રાજાએ માર્યો એમ કહીશ! જેથી પ્રજા આપની સ્તુતિ કરશે.

૨૫૮. બ્રાહ્મણની વાણી સાંભળીને રાજાએ લજ્જા છોડી દીધી. શુભંકરે પણ સભામાં રાજાનું પરાક્રમ જાહેર કર્યું.

૨૫૯ હંમેશા આશરે રહેલા હાથીઓને સિંહનું જે વેર વિસ્તરેલું હતું તેનો આ રાજાએ સદાના માટે નાશ કર્યો-અથવા સિંહનો નાશ કરી પોતાની શક્તિનું પ્રદર્શન કર્યું.

૨૬૦. આ પ્રમાણે નગરમાં પરસ્પર પ્રશંસાને ફેલાવતા નગરજનો અતિ આનંદમાં આવેલા હૃદયથી ઉત્સવ પૂર્વક સુંદર વધામણી કરવા લાગ્યા.

૨૬૧. જ્યારે રાજા અંતઃપુરમાં ગયો. અને દેવીએ રાજાને પૂછ્યું કે હે રાજન્! કયો ઉત્સવ માનીને નગરમાં વાજિંત્રો વાગે છે

૨૬૨. કાંઇક હસીને રાજા બોલ્યો હે મૃગાક્ષિ! સિંહને માર્યો તે નિમિત્તે નગરમાં વાજિંત્રો વાગે છે.

૨૬૩. રાજાનું વચન સાંભળી દેવીએ કહ્યું કે હે રાજા! તમારી વીરતાને આ યોગ્ય છે શુ? કેમકે સિંહને બ્રાહ્મણે માર્યો, તો પછી તમે મારી આગળ આમ કેમ કહો છો?

૨૬૪. રાજા રાણીનું વચન સાંભળી બ્રાહ્મણને ધિક્કારવા લાગ્યો, જે બ્રાહ્મણે પ્રતિજ્ઞા કરી છતાં રાણીને કહી દીધું અને મને નિંદનીય બનાવ્યો.

૨૬૫. રાજાઓના મહેલમાં દરિદ્ર મનુષ્યો પ્રવેશ પામતા નથી, જે રહસ્ય નિધિની જેમ પોતે પણ છુપાવવા યોગ્ય હતું તે એકદમ બીજાની સામે પ્રકાશિત થઈ ગયું.

૨૬૬. આ નિન્દિત બ્રાહ્મણ જ્યાંસુધીમાં બીજાને કહે નહીં તેટલામાં અંગત પુરુષો વડે મારી-નંખાવવો જોઇએ.

૧૬૭. આમ મનથી વિચારી પુરોહિતને મારી નાખવા પોતાના અંગત માણસોને હુકમ કર્યો અને તે માણસોએ કોઇ બહાનાથી કોઈ ઠેકાણે લઈ જઈ નિર્દોષ બ્રાહ્મણને મારી નાખ્યો.

૨૬૮. એક દિવસ બધી હાસ્યની ક્રીડાને છોડીને રાણીએ રાજાને પૂછ્યું કે મોટા મોટા ગુણો જાણવામાં કુશળ તે તમારો પુરોહિત ક્યાંય કેમ દેખાતો નથી?

૨૬૯. રાજાએ સાચી વાત કહી ત્યારે રાણીએ કહ્યું, હે મહારાજ! સમજદાર થઈને વગર વિચાર્યે તમે બ્રાહ્મણને મારી નંખાવ્યો.

૨૭૦. રાણી બોલી એની સાથે સિંહને મારવા માટે જ્યારે તમે ગયા ત્યારે હું મહેલ ઉપર કુતૂહલ જોવા ચઢી હતી.

૨૭૧. મહેલના સાતમે માળે ચઢેલી મેં સંપૂર્ણ વૃતાંત જોયો હતો. ગુણાઢ્ય શુભંકર બ્રાહ્મણે કોઇને કશું કીધું નથી.

૨૭૨. બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ શુભંકરનું વારંવાર સ્મરણ કરી કરીને રાજા પશ્ચાતાપ રૂપી અગ્નિ-જ્વાલાથી બળવા લાગ્યો. હૃદયમાં અધિક દુઃખી થયો.

૨૭૩. હે લોકો! સુંદર વિવેક રૂપી નેત્રોને આગળ કરી સદ્‌વસ્તુ તત્વને જોવા માટે સન્માર્ગમાં ચાલવા પ્રયત્ન કરો!

૨૭૪. આ પ્રમાણે જાગૃતિના હેતુ માટે બુદ્ધિથી દુર્લભરાજની કહેલી કથાને કહે તે છતે બ્રાહ્મણે ઘડિયાળમાં રાત્રિના ત્રીજા પહોરનો સૂચક ઘંટ વગાડયો.

૨૭૫. રાજાની આજ્ઞાથી તેના ગયા પછી ચોથા પહોરનો પહેરો ભરવા કીર્તિરાજ આવ્યો ત્યારે રાજાએ વિચાર્યું બન્ને જણાએ વિલંબ કરી કામ કર્યું નહિં.

૨૭૬. આમ વિચારી રાજાએ કીર્તિરાજને કહ્યું કે મારું એક વચન પાલન કરીશ? આમ પૂછાયેલો તે બોલ્યો, હે સ્વામી! જીવવાની ઇચ્છાવાળો હોય તો તમારું કહેવું કોણ ન કરે?

૨૭૭. હે મહાભાગી ! હે પર્વત જેવા ગંભીર ! તું દેવરાજનું મસ્તક જલ્દી કાપીને મારી નજર સમક્ષ દેખાડ ?

૨૭૮. પૂર્વની જેમ તે પણ વિચારીને કાંઇક સમય વિલંબ કરીને પાછો આવ્યો. મોટાભાઇ જાગે છે એમ કહીને રાજાની આગળ કીર્તિરાજ કથા કરવા લાગ્યો.

૨૭૯. લક્ષ્મીસંપન્ન મહાપુર નામનું એક નગર છે અને પુણ્યદ્ધિથી પર્વતોમાં શત્રુંજયના જેવો શત્રુંજય નામે રાજા ત્યાં રાજ્ય કરે છે.

૨૮૦. સંપૂર્ણ દિશામાં ઉદય પામતો, પશ્ચિમ દિશામાં પણ અસ્ત નહિ પામતો જેના પ્રતાપે તેજને પણ જીતી લીધું છે.

૨૮૧. પોતાના શરીર પર ચંદન લગાડીને પતિના કામસંતાપને દૂર કર્યો છે જેણે એવી અનુપમ સૌભાગ્ય ગુણથી શોભતી પ્રિયંગુ નામની તેની પત્ની હતી.

૨૮૨. એક દિવસ આકાશ રૂપી રાજસભામાં ચંદ્ર જેવા રાજાની સામે અશ્વ વેચનાર વેપારીએ આવી વિનીત હાવભાવથી વિનંતી કરી.

૨૮૩. હે રાજન્ ! આપને ભેટણું આપવા માટે જાતિવંત અશ્વ લાવ્યો છું. તેને ચલાવવાની ક્રીડારૂપ ગમન વડે આજે દેવ મારા પર પ્રસન્ન થાવ !

૨૮૪. નક્ષત્રોથી જેમ ચંદ્ર શોભે તેમ કાંતિવાળા રાજાઓથી શોભતો તે રાજા ઘોડાની પરીક્ષા કરવા માટે એકદમ ઉભો થયો.

૨૮૫. ઘોડાના વેગથી ગરુડ પણ જાણે જીતાઈ ન ગયો હોય તેમ પરાભવને અનુભવતો ઘણી શક્તિવાળા વિષ્ણુના વાહનરૂપે બનીને સેવા કરે છે.

૨૮૬. ઇન્દ્રના અશ્વે પોતાના નામથી શેષ માની અશ્વ પરીક્ષકોએ શાસ્ત્રમાં અશ્વને નિર્દોષ જોઈ ઉચ્ચૈઃશ્રવા નામવાળો બની ઇન્દ્રને સેવે છે.

૨૮૭. ગગનમાં સૂર્યના રથમાં સાત ઘોડાઓ. આ એકને સમર્થ જોઈ ઘણી લજ્જાવાળા બની આંખ મીચીને આકાશમાં અદૃશ્ય થઈ ગયા.

૨૮૮. સૂર્યરથનો આ શું આઠમો અશ્વ છે. અથવા ચંદ્રવિમાનનો અગીઆરમો અશ્વ છે શું ? એમ પંડિતો વિચારવા લાગ્યા. ત્યારે રાજાએ ઘોડા ને જોયો.

૨૮૯. પૃથ્વીનો ભાર ધારણ કરનાર શેષનાગના ભારને દૂર કરૂં ? એમ વિચારી ખુરના અગ્ર ભાગથી પૃથ્વીને ખણુતા તે અશ્વ પર રાજા સ્વાર થયો.

૨૯૦. ઋજુગતિથી ચાલતો અશ્વ રાજાથી પ્રેરિત થતાં ઋજુગતિ છોડી તીવ્રવેગ પૂર્વક દોડવા લાગ્યા.

૨૯૧. તે રાજા લગામ ખેંચીને જમીને લોહીયાળ હાથવાળો થયો. સાધુ જેમ સ્ત્રીનો સ્પર્શ કરે નહિ તેમ પૃથ્વીનો સ્પર્શ કર્યા વિના વેગ પૂર્વક દોડયો.

૨૯૨. ચાલતાં ચાલતાં ઘોડાપર બેઠેલો તે રાજા ભયંકર અટવીમાં આવી ચડયો. જેમ મૂર્ખ માણસ અજીર્ણ-કુપથ્ય ભોજન વડે રોગવશ થાય તેમ બન્યું.

૨૯૩. તે અશ્વને અવળી ચાલવાળો માની રાજાએ તેની લગામ ઢીલી કરી કે તુરતજ અશ્વ પણ મંદગતિવાળો થઇ ગયો.

૨૯૪ ભૂખ તરસ વડે વ્યાકુલ સૂર્યના તાપથી અત્યંત થાકેલો તે રાજા ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતર્યો.

૨૯૫. રાજા પણ અશ્વને થોડો ઘુમાવી શ્રમ રહિત કરે છે. ને અશ્વ ઉપરથી પર્યાણ ઉતારતાં વેંતજ તે અશ્વ મરણ પામ્યો.

૨૯૬. પીપળાનું પાન અને હાથીનો કાન જેટલો ચંચલ નથી તેટલો દેહમાં રહેલો આત્મા ચંચલ છે.

૨૯૭. તે શત્રુંજય રાજા તરસ્યો થયો અને ઘણા સમય સુધી પાણીની તપાસ કરતા હતા તેવામાં ઉંચે આકાશમાં રહેલું અશોકવૃક્ષ જોયું.

૨૯૮. શાખાથી ભરપુર વૃક્ષની એક શાખાના મૂલમાંથી સ્વચ્છ નિર્મલ જલ પડતું જોઇને રાજા ખુશી થયો અને ચિત્તમાં વિચારવા લાગ્યો.

૨૯૯. પર્વતના ઝરણાની જેમ આ મોટા વૃક્ષમાં પવિત્ર જલ કયાંથી આવે છે. વર્ષાઋતુમાં શાખાઓની બખોલોમાં ભરાયેલું આ જળ જરૂર હોવું જોઈએ એમ વિચારવા લાગ્યો.

૩૦૦. ક્ષણ વારમાં નક્કી વિચાર કરી મોટા ઝાડના પાંદડા લાવી દડીઓ બનાવી પાણીના બિન્દુઓ ઝરતા હતા ત્યાં મૂકે છે. ત્યાં તે પડીઓ જલથી પૂર્ણ ભરાઈ ગયો.

૩૦૧. જેટલામાં રાજા પાણી પીવાની તૈયારી કરે છે તેટલામાં વૃક્ષની શાખામાંથી એક પક્ષી આવી પાંખથી તે જલના દડીયાને પાડી નાખ્યો.

૩૦૨ ફરી તેજ પ્રમાણે પડીઓ મૂકયો, જલ ભરાઈ ગયું એટલે તેજ પ્રમાણે ફરી તે પક્ષીએ પાડી નાખ્યો. તરસથી સૂકાતા મુખવાળો વિલખો થયેલો રાજા વિચારવા લાગ્યો.

૩૦૩. તરસ્યા એવા મારો આ નિષ્ઠુર પંખી નિષ્કારણ શત્રુ થયો છે. ફરી પણ પાણીના દડીયાને ઉડાડી મૂકયો.

૩૦૪. હવે જો ત્રીજી વખત પાડી નાખવા પ્રયત્ન કરશે તો આ પક્ષીને યમદેવના ઘરે પહોંચાડી દઇશ.

૩૦૫ તરસથી પીડાતો રાજા વિકાર કરનાર જલથી પડીઆને ભરે છે. સ્વાભાવિક ઉપકાર કરવામાં કુશલ પંખી વિચારવા લાગ્યું :

૩૦૬. આ રાજા મારો નાશ કરીને પણ ભૂમિપર પડતા જલને પીશે. અરે ! ત્રણલોકનો નાથ ! જગતમાં ઉત્તમ સર્વ ભુવનનો ઉપકારી શું મરી જશે ? ના, મારે રક્ષણ કરવુ જ જોઈએ.

૩૦૭. અને જો જલપૂટને પાડી નાખીશ તો રાજા મને શીઘ્ર મારી નાખશે. હું જીવું અથવા મરું તો પણ શું! તેના જીવવાથી જ મારૂં તો જીવન છે.

૩૦૮. એમ વિચારી મરવા માટે તૈયાર તે પક્ષીએ ફરી પડીયાને ઢોળી નાખ્યો. રોષિત થયેલા રાજાએ ચાબુકના પ્રહાર વડે તે પક્ષીને હણ્યો અને તે મરી ગયો.

૩૦૯. આ પક્ષી મરી ગયા પછી ત્યાં પડીઓ સ્થાપન કર્યો. તેની આશાની જાણે સ્પર્ધા જ ન કરતું હોય તેમ તે શાખાનું જલ આગળ આગળ જવા લાગ્યું.

૩૧૦. આ પડતું જલ હવે કેમ પડીઆમાં પડતું નથી ? આમ વિચારતો તરસથી પીડાતા રાજાએ જલના મૂલ સ્થાનને જોયું.

૩૧૧. રાજાએ ત્યાં સુઈને ઉઠેલા પછી ધીરે ધીરે ચાલતા મોટા સર્પને જોયો ને તેના મુખથી નીકળતા અધિક ઝેરના છાંટા જોયા.

૩૧૨. રાજાને પોતાને વિચાર થયો કે અહો ? આ શું ? રાજા શોક ને વિસ્મયવાળો થયો કે આ પરોપકારી પંખીએ પોતાનો જીવનનો નાશ કરીને પણ મારૂં રક્ષણ કર્યું.

૩૧૩. મેં પણ શુદ્ધજલના બહાનાથી જો વિષને પીધું હોત તો મારૂં રાજ્ય ઋદ્ધિ-સુખ દેખત નહીં, તેમ સ્વર્ગનીઋદ્ધિ પણ મળત નહિ કારણ કે વિષપાનમાં અપમૃત્યુ જ થાય છે.

૩૧૪ તે પક્ષીરાજના મહાઉપકારનું સ્મરણ કરતાં કરતાં આંખોથી નિકળતા અશ્રુઓ વડે તેણે અંજલી આપી કારણ કે નિષ્કારણ ઉપકારીનો વિયોગ શું દુઃખ ન આપે ? આપે જ.

૩૧૫. રાજા જેટલામાં દુઃખથી વ્યાકુલ થયો તેટલામાં તે વનમાં સેના આવી પહોંચી. રાજાને અખંડ દેહવાળો દેખી જલ્દી સેના હર્ષમાં આવી ગઈ.

૩૧૬. જલના ઉપરીએ મીઠું જલ અને રસોઇયાઓએ મનોહર ભોજનો રાજા પાસે લાવીને મૂક્યાં. રાજાએ મુખનું પ્રક્ષાલન કરી સુગંધી શીતલ જલનું પાન કર્યું.

૩૧૭. મરેલા પક્ષીને જોઇને રાજાની આંખ અશ્રુભીની બની ગઈ. વિચક્ષણ રાજાને સેનાપતિએ પૂછ્યું કે, હે રાજન્ ! અવસર વિના ખેદ કેમ કરો છો ?

૩૧૮. પહેલાં બનેલાં વૃતાન્તને કહેવા પૂર્વક ગદ્દગદ સ્વરે રાજાએ કહ્યું કે-કૃતઘ્ન એવા મારાવડે આ પક્ષી મરાયું જો કે તેણે પોતાના જીવન વડે મારુ રક્ષણ કર્યું છે.

૩૧૯. પોતાના જીવનનો નાશ કરીને પણ મારૂં રક્ષણ કરનાર આ પુણ્યશાલી છે જ્યારે આનો ઘાત કરનાર હું પાપીઓમાં શિરોમણિ છું, વળી આને હણનાર મારી શી ગતિ થશે ?

૩૨૦. એ પ્રમાણે શોક કરતા રાજાનો શોક દૂર કરવાની ઇચ્છાથી સેનાપતિ બોલ્યો-હે રાજન ! નાશવંત વસ્તુમાં શોક કરવો ન જોઇએ, એ વાત આપ પણ સમજો છો.

૩૨૧. આ પક્ષીનો અગ્નિસંસ્કાર કરી ભાઇની જેમ અંજલી આપી પોતાનું કર્તવ્ય કરો. હે રાજન્ ! નિત્યકર્તવ્ય કર્યા વિના કેમ ચાલશે ?

૩૨૨. રાજાએ કહ્યું કે તમે ઠીક કહો છો. ત્યાર પછી આશિર્વાણીથી રાજા શોકને છોડતો નાગરિકોથી સન્માન કરાતો પોતાના રાજમહેલમાં ગયો.

૩૨૩. આ પૃથ્વીનાં રાજ્ય કરતાં ઈન્દ્ર જેવા પુરુષાર્થવાળા રાજાના હૃદયમા તે પક્ષીનું સૂત્તુ હંમેશા દુઃખ આપ્યા કરે છે.

૩૨૪ કાર્યરૂપી મોટી નદી ઉતરતા લોકો પરીક્ષા કર્યા વિના ભયંકર મહાઆવર્ત રૂપી ખાડામાં ડૂબી જાય છે.

૩૨૫. આ પ્રમાણે શ્રી કીર્તિરાજને કથા કરતાં પ્રાતઃકાલ થયો અને શ્રેષ્ઠ વાજીંત્રોના શબ્દો કાને સંભળાવા લાગ્યા.

૩૨૬. હે દેવ! રાત્રીના અંધકાર રૂપી આપત્તિને દૂર કરી કમલવનને વિકસ્વર કરવામાં શ્રેષ્ઠ દિશાઓને પ્રકાશ કરતો તમારા જેવો સૂર્ય ઉદય પામે છે.

૩૨૭. મંગળ પાઠકોની વાણી સાંભળી આવશ્યક કાર્ય પતાવી જેમ ઉદયાચલને સૂર્ય શોભાવે તેમ જિતશત્રુરાજા સિંહાસનને શોભાવે છે.

૩૨૮. મોટાં લીંબુ, બીજોરાં, નારંગી જાંબુ વગેરે વૃક્ષોના સમૂહથી ઉદ્યાન શોભે તેમ સભ્યો, મંત્રીઓ, સામંતો, સેનાપતિ વગેરેથી સભા શોભી.

૩૨૯. સભા ભરાયા છતાં રાજાએ વિચાર્યું વત્સરાજ વગેરે ત્રણેય પહેરેગિરો મારા હુકમને માન આપ્યા વિના મહાકપટ સેવનાર કેમ થયા.

૩૩૦. તો હવે તેને મારવા માટે બીજા પુરુષને નીમું. એમ પોતાના ચિત્તમાં વિચાર કરતો હતો. ત્યાં આવેલા નમસ્કાર કરતા દેવરાજવડે વિજ્ઞપ્તિ કરાઈ.

૩૩૧. હે સ્વામીન્ સંપત્તિવાળા તમારા ઉપર ગઈ કાલે ભૂતોની થયેલી વાત ઉપરથી મરણ જાણીને શય્યાગૃહમાં રાત્રીમાં જાગતા છતાં મે સર્પના બે ટુકડા કરી નાખ્યા.

૩૩૨. તેથી સર્પના ઘાથી ઉડેલા છાંટા રાણીના હૃદય ઉપર પડેલા જોઈ શીઘ્ર તે લોહીનાં છાંટા હાથથી લૂંછી દૂર કર્યાં. દેવીએ જાણ્યું કે નહિ તે હું જાણતો નથી.

૩૩૩ તે દેવરાજે સ્વભાવથી બીજાના હિતમાં ઉદ્યમવાળો-રાજાના હુકમથી સર્પના બે ટુકડા સભામાં લાવીને દેખાડયા. તે જોઈને આશ્ચર્યને વિકસ્વર ચિત્તવાળો રાજા બોલ્યો.-અહો મારો અને આ ચારેનો મનુષ્યજન્મ સરખો હોવા છતાં કેટલું અંતર છે.

૩૩૪. પોતાના પ્રાણોની પરવા કર્યા વિના મારા પ્રાણની રક્ષા કરી તેથી હું કૃતઘ્ન છું કારણકે મેં તેનો નાશ કરવા માટે પ્રયત્ન કર્યો. આ દેવરાજના મરણથી જે પાપ થાત તે પાપથી બચાવનાર વત્સરાજ વગેરે મારા સહોદર નથી શું?

૩૩૫. જે પુરુષ બીજાનાં પ્રાણોનું રક્ષણ કરવા માટે પોતાના પ્રાણોને આપે છે તે જીવનથી અધિક ક્યાંય બીજી કોઈ વસ્તુ નથી. એવા આ ચારે જણા પ્રાણોનું રક્ષણ કરનારા હોવાથી હું તેઓના ઋણમાંથી મુક્ત થઈ શકું તેમ નથી.

૩૩૬-૩૩૭. વિદ્વાનો તે પુત્રોને ધારણ કરે છે. અનુપમ ગુણો રૂપી મહારત્ન અને માણેકનાં પર્વતોથી ઉત્પન્ન થવાથી નરકમાં પૂર્વજો ઉત્પન્ન થતા નથી. તેથી હું દેવરાજને રાજ્યમાં સ્થાપન કરી તમારી સમક્ષ પુણ્ય પ્રભાવથી કૃતાર્થ થાઉં એમ કહી દેવરાજને પોતાના સ્થાનમાંજ નગરલોકો, મંત્રીઓ, સામંતોએ ભરેલા તીર્થના જલવડે રાજાના વચનથી હર્ષિત થઈ આનંદમાં આંસુઓ સાથે અભિષેક કર્યો.

૩૩૮. તે દેવરાજે કરેલા ઓચ્છવ સહિત શ્રી દત્તસૂરિના ચરણ કમલમાં વૈરાગ્ય રંગથી રંગાયેલા રાજાએ દીક્ષા લીધી. આચાર્ય મહારાજાએ ઉજ્ઝિતા વગેરે પ્રસિદ્ધ ચાર વહુની પૂર્વે બની ગયેલી કથા કહી.

૩૩૯. આ ભરત ક્ષેત્રમાં મગધદેશમાં પ્રસિદ્ધ પ્રશસ્ય લક્ષ્મીરૂપી નદીથી સમૃદ્ધ સમુદ્ર જેવું રાજગૃહ નામનું નગર હતું. તેમાં સજ્જનતા રૂપી સુવર્ણ ના પર્વત સરખો રાજાને સન્માન કરવા યોગ્ય એવો ધન નામનો શેઠ રહેતો હતો.

૩૪૦. તેને પવિત્ર યશને વિસ્તારનારી શીલરૂપી અલંકાર ધારણ કરનારી મધુરવાણીથી યુક્ત ને મિથ્યાત્વનો નાશ કરનારી ધારિણી નામે સ્ત્રી હતી, તે બન્નેને દેવપાલ, ધનદેવ, ધનગોપ અને ધનરક્ષક એમ ચાર પુત્રો હતા.

૩૪૧. વિનયવંત, સોભાગ્યવંત અને દર્શનીય એવી ઉજ્ઝિતા, ભોગવતી, રક્ષિતા અને રોહિણી નામે તે ચારેને અનુક્રમે ચાર વહુઓ હતી. જેઓના રૂપને જોવામાં ઈન્દ્રાણીઓ તલ્લીન થવાથી જાણે પલકવિનાની પ્રસિદ્ધ થઈ.

૩૪૨. તે ધનશેઠ એક દિવસ રાત્રીના છેલ્લા પહોરે વિચારતા હતા કે ઘરનો વ્યવહાર સારી રીતે ચાલે પણ તેમાં કઇ સ્ત્રીથી ઘર શોભશે ? તેની સ્વયં પરીક્ષા કરીને નક્કી કરૂં.

૩૪૩. આ પ્રમાણે વિચારતાં તેની રાત્રી ખલની પ્રીતિના જેમ વીતી ગઈ. આવશ્યક ક્રિયાકરી સર્વ સજ્જનોને બોલાવી મોદક વિગેરેનું ભોજન જમાડી શ્રેષ્ઠ વસ્ત્રોની પહેરામણી આપી. તે ધનશેઠે ઉજ્ઝિતાદિ ચારે પુત્રવધૂઓને બોલાવી.

૩૪૪. તેઓને ડાંગરના પાંચ પાંચ દાણાઓ આપીને કહ્યું કે તમારે આનું રક્ષણ કરવું. તેમાં મોટી સ્ત્રીએ કહ્યું કે આ વૃદ્ધાવસ્થા જ વિકલ બનાવે છે જેથી લોકોના જોતાં પાંચ ડાંગરના દાણા આપે છે.

૩૪૫. જો તે મારી પાસે પાછા માગશે તો બીજા લાવીને આપી દઇશ. બુદ્ધિમાન આ વૃદ્ધ સાસરાની દૃષ્ટિ બહાર તે સ્ત્રીએ પાચ દાણાને લક્ષ્મીના સ્થાનથી આત્માને ખસેડી દે તેમ ફેંકી દીધાં.

૩૪૬. ભોગવતી વિચાર કરે છે: આ બુદ્ધિમાન પિતાજી કારણ વિના પાંચ દાણા આપે નહિ માટે આને છોડીશ નહિ. નિશ્ચયે વડીલપુરુષે આપેલાપાંચ દાણા મને સંતાન માટે થશે, એમ વિચાર કરી, નામ પ્રમાણે તે દાણા ખાઈ ગઈ.

૩૪૭. ત્રીજીએ વિચાર્યું દાણાને પૂજ્યે આપેલા હોવાથી ત્યાગ કરવા લાયક નથી અને ખાવા લાયક પણ નથી, પણ પિશાચ અને રાક્ષસના ભયને દૂર કરવા માટે આ દાણા પેટીમાં રાખી રક્ષણ કરવા લાયક છે.

૩૪૮. ચોથી સ્ત્રીએ પોતાના ભાઇને એકાંતમાં બોલાવી આષાઢ માસમાં વવરાવ્યા પછી શેર દાણા થયા. બીજીવાર મગધ દેશના રિવાજ પ્રમાણે માણાપ્રમાણ થયા ને પછી કુંભ પ્રમાણ થયા. પછી લાખ પાલી થયા.

૩૪૯. એક દિવસ ધનશેઠ પ્રેમથી તે સ્રીઓને બોલાવી તેઓ પાસેથી પોતાની થાપણ માંગી. એકે કહ્યું કે ફેંકી દીધા, બીજીએ કહ્યું કે ખાઈ ગઈ, ત્રીજીએ થાપણની જેમ રાખેલા પાછા આપ્યા. ચોથીએ વધારો કર્યો છે એમ જાણી તેમના વ્યવહારના અનુસાર સૌને યોગ્ય સ્થાનમાં સ્થાપન કરી.

૩૫૦. પહેલીને કચરા વગેરે કાઢવામાં, બીજીને રસોઈ કરવામાં. ત્રીજીને ભંડાર ઉપરને ચોથીને આખા ઘરની માલીક બનાવી. હે રાજર્ષિ! આ ઉત્તમ દૃષ્ટાંતનો સાર સાંભળો. સર્વ-ઋદ્ધિવાળી રાજગૃહીને મનુષ્યભવ રૂપી નગર સમજવું.

૩૫૧. હે ઉત્તમ મુનિ! તે ચાર સ્રીઓના સ્થાને ભવ્યજીવો-સમજવા, બુદ્ધિવાળા ધનશેઠ સરખા ગુરુ જાણવા, પાચદાણાના સ્થાને પાંચ મહાવ્રત જાણવા. ધનશેઠના કુટુંબીઓના સ્થાને શ્રી ચતુર્વિધ સંઘ સમજવો.

૩૫૨. અધમ મનુષ્યો મહાવ્રતોને ફેંકી દે છે. તે સુખ મેળવી શકતા નથી. વેશ રાખી ને ક્રિયા ન કરે અને સારું સારું ખાવામાં રાગી બને તે જ કારણે જીવ કર્મ અનુરૂપ ફળ મેળવે છે.

૩૫૩. કોઈ ભવ્યજીવ બરાબર અતિચાર રહિત પણ પાંચ મહાવ્રતનું પાલન કરે છે. તે રક્ષિતાની જેમ પાપ રહિત થઈ કીર્તિ સાથે દેવલોક પામે છે. જે પોતે પાલન કરે છે અને બીજાને મહાવ્રત રૂપી પાંચદાણા આપી પાલન કરાવે છે. તે રોહિણીની જેમ આ લોકને પરલોક બંને સુધારે છે.

૩૫૪. હે મુનિ! આ વાત મહાવીર દેવના સમયે બની છે. હમણાં સિદ્ધાંતથી જાણીને મેં તમોને કહી છે. તેથી ધર્મમગ્ન ચોથી રોહિણીની જેમ ચારિત્ર પાલન કરો, એમ કહી સુંદર ઉપદેશ દીધા પછી આચાર્ય દેવ મૌન થયા.

૩૫૫. ત્યાર બાદ સાધુઓમાં તિલક જેવો જિતશત્રુ રાજા દુષ્કર તપ તપી દેવલોકમાં દેવ થયો, ત્યાંથી મનુષ્ય ભવ પામી મોક્ષે ગયો. આવી અમૃત સરખી દેશના-રાજાને આપી ક્ષેમંકર તીર્થંકર મૌન રહ્યા.

૩૫૬. આ પ્રમાણે સંસારનો નાશ કરનારી. ત્રણ જગતના જીવોના કલ્યાણ કરનારી, જિનેશ્વર દેવની વાણી સાભળી ભક્તિપૂર્વક ચરણકમલમાં નમસ્કાર કરી વજ્રાયુધાદિ રાજાઓ પોત-પોતાના સ્થાનમાં ગયા.

૩૫૭. આ શ્લોકનો અર્થ પૂર્વે લખાઈ ગયો છે.

આ-શાંતિનાથ ચરિત્રના દસમા સર્ગનું ભાષાંતર આચાર્ય શ્રી વિજયપ્રિયંકરસૂરિ-મહારાજાએ કર્યું છે અને તે પૂર્ણ થયું જે ભવ્યજીવોના કલ્યાણ માટે થાઓ.

# સર્ગ ૧૧ મો

૧. પ્રમાણાશ્રિત તરતમતા જેમ આકાશમાં અંત પામે છે તેમ જ્ઞાનની તરતમતાની વિશ્રાંતિ જેમાં પામી એટલે મહાન આકાશની જેમ મહાજ્ઞાની શાન્તિનાથ ભગવાન તમોને આનંદની વૃદ્ધિ કરનારા થાઓ.

૨. શસ્ત્રરક્ષકે મહાન ઉદયવાળું ચક્રરત્ન થયાની વધામણી આપી અને ઇંદ્રના પણ બલને જીતવાના સ્વભાવવાળા વજ્રાયુધ રાજાએ ચક્રરત્નની પૂજા કરી.

૩. તે વજ્રાયુધ રાજાને સેનાપતિ વગેરે બીજા પણ રત્નો પ્રાપ્ત થયાં. પુણ્યોદય જાગે ત્યારે મનુષ્યને શું પ્રાપ્ત થતું નથી? બધું જ આવી મળે છે.

૪. વ્યાકરણ શાસ્ત્રમાં ધાતુ જેમ ઉપસર્ગથી શોભે છે, તેમ ચક્રરત્નની પાછળ ચાલતાં તે શોભવા લાગ્યા. છ ખંડવાળા મંગલાવતી વિજયમાં ચક્રીએ પણ પર્વતો સહિત વિજયને જીતી લીધી.

૫. ત્યાર પછી ચક્રવર્તી કામદેવથી પણ અધિક કાંતિવાળા શ્રેષ્ઠ બુદ્ધિ બલવાળા એવા સહસ્રાયુધ નામના પુત્રને યુવરાજ પદે સ્થાપી સ્વયં અંતરાય રહિત સુખ ભોગવવા લાગ્યા.

૬. એક વખત ચારે બાજુ રાજાઓથી વિંટળાયેલા ચક્રવર્તીએ રત્નનાં ભૂષણરૂપી દીવાની કાંતિથી અંધકારને દૂર કરતો ઇંદ્ર સુધર્મા નામની સભાને શોભાવે તેમ પોતાની સભાને શોભાવી.

૭. તેટલામાં આકાશ માર્ગેથી કંપતા શરીરવાળો કોઈ એક વિદ્યાધર તેના શરણે આવ્યો, મહાપુરુષના શરણે કોણ જતું નથી?

૮. તે વિદ્યાધરની પાછળ કોઈ એક પરમ સુંદર વિદ્યાધરી પ્રિયા તલવાર અને ઢાલ લઈને આવી.

૯. તે વિદ્યાધરીની પાછળ ગદા લઈને શત્રુ સેનાને હણવા સમર્થ કોઈ એક બલવાન વિદ્યાધર આવ્યો.

૧૦. તે વિદ્યાધરી બોલી: હે ચક્રવર્તી! આ દુષ્ટ અધર્મી વિદ્યાધર ને તમે છોડી દો. અન્યાય રૂપી વૃક્ષનુ ફળ આની આગળ પ્રગટ કરુ છું.

૧૧. હાથમાં ગદાવાળો વિદ્યાધર બોલ્યો, હે શત્રુ સંહારક રાજન્! અમે બન્ને જણા તમારા શરણે આવેલાને મારવા માટે આવ્યા છીએ.

૧૨. આ જંબુદ્વીપના વલ્લી કચ્છ નામના વિદેહનાં સુકચ્છ નામના વિજયમાં વૈતાઢ્ય પર્વત ઉપર શુકલપુર નામનું નગર છે.

૧૩. તે શુકલપુરમાં અત્યંત પ્રતાપી શુકલદત્ત નામનો વિદ્યાધર હતો. તેની સદા ઉચિતને જાણનારી અને યશને ધારણ કરનારી યશોધરા નામની પત્ની હતી.

૧૪. સમગ્ર કલામાં કુશળ તરૂણ અને બુદ્ધિમાન પવનપ્રભ નામનો હું તેમનો પુત્ર છું.

૧૫. તે વૈતાઢ્ય પર્વત ઉપર જિનેશ્વરોના મંદિરોથી રમણીય ઉત્તરશ્રેણીમાં તિલક સમાન કિન્નરગીત નામના નગરમાં વિદ્યાધરનો રાજા દીપ્તિચૂલ નામે રાજા હતો.

૧૬. વિદ્યાધરીઓમાં તિલક સરખી તેની ચંદ્રકીર્તિ નામની પત્નીની કુક્ષિમાં ઉત્પન્ન થયેલી રતિથી પણ સુંદર રૂપવાળી ને કલાઓથી મનોહર સુકાન્તા નામની પુત્રીને હું પરણ્યો.

૧૭. સુકાન્તાની કુક્ષિથી ઉત્પન્ન થયેલી, શીલ સંપત્તિવાળી, દોષ વિનાની, બુદ્ધિમતી, ચંદ્ર જેવા મુખવાળી, કમળથી પણ કોમળ હાથવાળી, એવી ચંદ્રમુખી નામની આ મારી પુત્રી તમારી આગળ હાથ જોડીને ઉભી છે.

૧૮. બીજા દિવસે મણીઓના સ્થાનરૂપ મણીસાગર નામના પર્વત ઉપર માંત્રિકની સાથે પ્રજ્ઞપ્તિ નામની વિદ્યા સિદ્ધ કરી. નહિ તો વિદ્યાધરી કેમ કહેવાય ?

૧૯. આ દુષ્ટ વિદ્યાધરે તેવા પ્રકારના વિદ્યાસાધનના સમાધિ ભાવવાળી મારી તે પુત્રીને જોઈને ઊંચે આકાશમાં ઊછાળી. તેજ વખતે તેના પુણ્ય પ્રભાવથી વિદ્યા સિદ્ધ થઈ.

૨૦. સિદ્ધ વિદ્યાવાળી આ મારી પુત્રીથી ડરતો કઈ દિશામાં જાઉં તેમ અહીં તહીં ભમતો આપના ચરણારવિંદમાં શરણે આવ્યો છું.

૨૧. હે પંડિત રાજા ! હું પ્રજ્ઞપ્તિ વિદ્યાની પૂજા કરવા સામગ્રી લઈ તે પર્વત ઉપર ગયો. પણ વિશાળ ચરિત્રવાળી મારી પુત્રીને મેં જોઈ નહિ.

૨૨. આકાશમાં ઉછાળવાની વાત કોઈ સ્ત્રી પાસેથી સાંભળી હું તમારી પાસે આવ્યો. હે નીતિમાન રાજા ! આ શરણે આવેલાને તમે છોડી દો. હું તે દુષ્ટનો નાશ કરીશ !

૨૩. વજ્રાયુધચક્રી અવધિજ્ઞાનથી સંપૂર્ણ ચરિત્ર જાણી બોલ્યાં કે હે, વિદ્યાધરેન્દ્ર આને તમારી પુત્રી ઉપર પૂર્વજન્મનો પ્રેમ છે. તે તમો સાંભળો.

૨૪ જંબુદ્વીપની અંદર રહેલા ઉત્તમ ઐરવત ક્ષેત્રના મધ્યભાગમાં વિંધ્યપુર નામના નગરમાં સમૃદ્ધિશાલી શ્રી વિન્ધ્યદત્ત નામનો રાજા હતો.

૨૫ સંપૂર્ણ શુભ લક્ષણવાળી અને કળાઓમાં કુશળ-શુભ લક્ષણા નામની તેની પત્ની હતી. તે બંનેથી કામદેવ કરતા શ્રેષ્ઠ રૂપવાળો નલિનકેતુ નામનો પુત્ર થયો.

૨૬. તેજ નગરમાં ધનમિત્ર નામનો લોકપ્રિય સાર્થવાહ હતો. તેને શ્રી દત્તા નામની પત્ની હતી. તેમને દત્ત નામનો પુત્ર થયો.

૨૭. તેને સરલ ને સુવર્ણ જેવી કાન્તિવાળી પ્રાભંકરી નામની પત્ની હતી. તે જાણે પાર્વતીની બ્હેન જ ન હોય તેવી જોઈ લ્યો.

૨૮. એક દિવસ દત્ત પોતાની સ્ત્રી સાથે શોભા સહિત ઊંચા રથ ઉપર ચઢી કુબેરપુત્રની જેમ વસંત ઋતુથી શોભતા ઉદ્યાનમાં આવ્યો.

૨૯. તે ઉદ્યાનમાં તે જ વખતે સુંદરતામાં કામદેવ જેવો રાજકુમાર પણ આવ્યો અને તે દત્તની સ્ત્રીને જોઈ કામાધીન થઈ ગયો.

૩૦ અને તે વિચારવા લાગ્યો કે આ સ્ત્રી જો માનુષીજ હોય તો બુદ્ધિમાનોને સર્વલોકમાં પ્રશંસા કરવા યોગ્ય થાય, કારણ કે બન્ને લોકમાં આવી સ્ત્રી તો સાંભળી પણ નથી.

૩૧. જુદા જુદા રસોથી યુક્ત લોકોત્તર ભોજનની જેમ આનું લાવણ્ય ને સૌભાગ્ય કયા પુરુષને આકર્ષતું નથી?

૩૨. આ પ્રમાણે તેનું વર્ણન કરતો અને ગર્વ ધારણ કરતો તે બળવાન રાજપુત્ર સૌભાગ્ય રૂપી માણેકના નિધાનરૂપ તેની પત્ની ને શીઘ્ર હરણ કરી ગયો.

૩૩ ગંભીર પર્વતની ગુફાઓવાળા મનોહર તે ઉદ્યાનની શ્રેણિઓમાં તે રાજકુમાર દોગુંદક દેવની જેમ તેની સાથે નિરંતર ક્રીડા કરવા લાગ્યો.

૩૪. હે પ્રેમી સ્ત્રી! તું કયાં ગઇ? કયાં છે? એમ ગાઢ રીતે વિલાપ કરતો તેને નહિ જોતો શોધવા લાગ્યો. કારણ કે વિયોગ કોને દુઃખ આપતો નથી.

૩૫. વેગ પૂર્વક ભમતા તે દત્તે જ્ઞાન યોગથી દેવોથી પણ પૂજાતા સુમન નામના કોઇક મુનિ શ્રેષ્ઠને વનમાં જોયા

૩૬. હવે તે દત્તે મુનિના ચરણ કમલમાં ભ્રમરની જેમ લીન બની, દાન ધર્મનું પાલન કરી, દેશનામૃતથી દુઃખરહિત થઇ શેષ આયુ. સમાધિ પૂર્વક વીતાવ્યું.

૩૭. વલી હે વિદ્યાધર! હવે બીજું સાંભળો. આ તરફ પૂર્વવિદેહ સુકચ્છ-વિજયમાં વૈતાઢય પર્વત ઉપર સુવર્ણ તિલક નામનું પ્રસિદ્ધ નગર હતું.

૩૮. તેમાં વિક્રમ નામનો વિદ્યાધરેન્દ્ર હતો અને તે મહેન્દ્ર સાથે હતો. જેનું બલ જોઇને શક્ર પણ પોતાના રાજ્યના બહાને વિદેશમાં ચાલ્યો ગયો.

૩૯ તેને રતિ જેવી પરમ સુંદર અનિલવેગા નામે રાણી હતી. દત્તનો જીવ તેના પુત્રપણે ઉત્પન્ન થયો અને જેણે વિદ્યા સિદ્ધિ કરી છે એવો તે અજિત સેન નામે પ્રસિદ્ધિને પામ્યો.

૪૦. વિન્ધ્યપુરનો રાજા શ્રી વિન્ધ્યદત્ત દેવલોક પામ્યો ત્યારે તેનો પુત્ર લક્ષ્મીના વાસભવનમાંથી કમલને પણ તિરસ્કાર કરતો હોય તેવો નલીન રાજા થયો.

૪૧ એક દિવસ ઉદાર ચિત્તવાળો તે નલીન રાજા રાણીની સાથે, વિજળી સાથે જેમ મેઘ પર્વતના શિખર ઉપર શોભે તેમ મહેલ ઉપર શોભવા લાગ્યો.

૪૨–૪૩. આકાશમાં વૃધ્ધિ પામેલા જાણે અંજન પર્વત જ ન હોય, અજવાળા વિનાના જાણે ઘોર અંધકાર જ ન હોય, વીજલી યુક્ત જાણે ઇન્દ્રધનુષ જ ન હોય, અતિ ઉગ્ર ગર્જનાને કરતા, સ્નિગ્ધ અને હાથી જેવા કાળા, અકસ્માત્ ઉત્પન્ન થયેલા અતિ ઉંચા મેઘોને જોઈને રાજા હૃદયમાં હર્ષ પામ્યો.

૪૩. અત્યંત ગર્જારવ કરતા સ્નિગ્ધ અને અંજન જેવા કાળા હાથીઓ જ જાણે ન હોય! એવાં ઊંચે ચડેલાં વિશાલ વાદલાંને અકસ્માત્ જોઈ નલિન રાજા હૃદયમાં ખૂબ ખુશ થયો.

૪૪. દુર્ભાગ્ય રૂપ પાશથી જાણે પીડાતા જ ન હોય તેવા મોટા મેઘોને પવને રૂની પુણીની જેમ ઉડાડી દીધાં, એમ પણ નલિન રાજાએ જોયું

૪૫. તે વાદલાને ક્ષણવારમાં નષ્ટ થયેલા જોઈને તે રાજા પૂર્ણ વિરાગી બની વિચારવા લાગ્યો.

૪૬. મેઘની ક્ષણવારમાં ઉત્પત્તિને નાશ થયો, એવી રીતે વિશાલ સંસારની ઉત્પત્તિને નાશ થાય છે.

૪૭. વીજળીની જેમ આ બધું ક્ષણવારમાં દેખાઇને નષ્ટ થઈ જાય છે. સંસાર નશ્વર સમજી પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરી તે નલિન રાજાએ ક્ષેમંકર મહામુનિ પાસે દીક્ષા લીધી.

૪૮. અને તે એકાવલી વિગેરે મુખ્ય તપો કરી સંપૂર્ણ કર્મનો નાશ કરી કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા.

૪૯. સરલ સ્વભાવી તે પ્રાભંકરી રાણીએ પણ સુવ્રતા નામની સાધ્વી પાસે ચંદ્ર જેવું ઉજ્જવલ વિધિપૂર્વક પ્રમાદ રહિત ચાંદ્રાયણ નામનું તપ કર્યું.

૫૦. પણ તે સમ્યક્ત્વ પામ્યા વિના મરીને તપના પ્રભાવ વડે તમારી શાંતિમતી નામની દીકરી થઈ.

૫૧. પૂર્વજન્મના સ્નેહથી આ અજિતસેને તમારી દીકરીને આકાશમાં ઉછાળી, તેમાં પોતાને દુઃખ આપનાર ક્રોધ શા માટે કરો છો ?

૫૨. કષાયોને વધારનાર અપાર ક્રોધને છોડી પરસ્પર ક્ષમાપના માંગો–હે ભાઈ! આ ક્રોધ સંસારને વધારવાનુંજ કારણ છે.

૫૩. આ અમૃતમય દેશનાની વાણી સાંભળી, વૈર છોડી પરસ્પર બન્ને મહાભાગ્યશાલીઓએ ક્ષમાપના કરી. કારણ કે મહાપુરુષનો ઉપદેશ નિષ્ફલ જતો નથી.

૫૪. તે ચક્રવર્તી રાજા બોલ્યો ક્ષેમંકર જિન પાસે તમારા ત્રણેની દીક્ષા થશે જે દીક્ષા દુષ્કર્મ રૂપી કાષ્ટને માટે અગ્નિ સમાન છે.

૫૫. આ શાંત આશયવાલી શાંતિમતી પણ રત્નાવલી તપ કરીને અંતે અણુસણ કરીને મરીને ઇશાનેન્દ્રપણે ઉત્પન્ન થશે.

૫૬. ઇશાનેન્દ્ર અવધિજ્ઞાનથી જાણી ક્ષેમંકરના શિષ્ય તરીકે પોતાને સમજીને કેવલજ્ઞાન મહોત્સવ અને પૂજા પણ કરશે.

૫૭. તે ઇન્દ્ર ઇશાન દેવલોકથી ચ્યવી મનુષ્ય ભવ પામી દીક્ષા લઈ કેવલજ્ઞાન પામશે.

૫૮. વજ્રાયુધ ચક્રીએ કહેલી ત્રણે કાલની વાત સાંભળી સભ્યજનો સાથે તે સર્વે ગર્વ છોડી આ આશ્ચર્ય પામ્યા.

૫૯. એક ચિત્તવાળા થયેલા તે ત્રણેએ ભક્તિપૂર્વક નમી પ્રશંસા કરી ક્ષેમંકર જિન પાસે દીક્ષા લીધી.

૬૦. તે ત્રણેય તીક્ષ્ણ તલવારની ધાર જેવી દીક્ષાને પાલન કરવા લાગ્યા. તેમાં શાંતમતી કાલ કરીને ઇશાનેન્દ્ર પણે ઉત્પન્ન થઈ.

૬૧. અને તે બન્ને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી વિદ્યાધર ઋષિ થયા, ત્યારે ઇશાનેન્દ્રે આવી તેમના જ્ઞાનનો મહોત્સવ કર્યો અને પોતાના શરીરની પૂજા કરી.

૬૨. તે શાંતિમતીનો જીવ બીજા દેવલોકથી ચ્યવી મનુષ્યભવ પામી મોક્ષે ગયો. અને તે બન્ને મુનિ તેજ ભવમાં મોક્ષે ગયા.

૬૩. તે ચક્રી સહસ્રાયુધને રાજ્ય ભાર સોંપી સુખી થયા. કારણ કે પુણ્યવાન પુરુષો પુણ્યના વશથી ઇચ્છા પ્રમાણે અને અંતરાય રહિત સુખ ભોગવે છે.

૬૪. જયના નામની સહસ્રાયુધની પત્ની રાત્રીમાં સુઇ ગઈ અને સ્વપ્નમાં સુવર્ણનું ચમકતું શસ્ત્ર જોઇને જાગી.

૬૫. તે સ્વપ્ન સહસ્રાયુધ સ્વામીને જણાવ્યું. તે સ્વપ્ન સૂચિત ગર્ભ ધારણ કર્યો. પુણ્યાત્માઓને શું દુષ્કર છે ?

૬૬. સમયે છીપમાં મોતી પાકે તેમ જયનાએ સંપૂર્ણ રીતે સુંદર લક્ષણથી યુક્ત રાજાને યોગ્ય એવા પુત્રને જન્મ આપ્યો.

૬૭. હેમના શસ્ત્રના આવેલા સ્વપ્ને અનુસરીને રાજાઓમા વિખ્યાત પિતામહે તે પૌત્રનું નામ હેમશક્તિ રાખ્યું.

૬૮-૬૯. બાલ્યાવસ્થા પૂરી થયા બાદ સંપૂર્ણ શાસ્ત્રમાં વિચક્ષણ હેમશક્તિ મહામંદિર નગરનો સ્વામી મેરુમાલી રાજાની પત્ની મલ્લિપ્રિયાની કુક્ષિમાં ઉત્પન્ન થયેલી પાર્વતી જેવી દેખાવડી. નામ પ્રમાણે રૂપ અને કાંતિવડે શોભતી વિદ્યાની ભંડાર હેમમલ્લી કન્યાને પરણ્યો.

૭૦. મશકયસાર નામના નગરમાં અજીતસેન રાજા હતો. તેને પ્રિયસેનિકા નામની પત્ની હતી. તે બન્નેને વસંતસેના નામે પુત્રી થઈ.

૭૧. તેના પિતાએ યુવાવસ્થાવાલી તથા વિવાહ યોગ્ય પુત્રીને જોઇને સ્વયંવરા કન્યાને હેમશકિત પાસે મોકલી.

૭૨. સહસ્રાયુધ રાજાનો પુત્ર હેમશક્તિ પિતાની આજ્ઞાથી વસંત સેનાને પરણ્યો. તે વિવાહથી વસંત સેનાની ફઇના પુત્રને ખોટું લાગ્યું.

૭૩. એક દિવસ બગીચામાં બેઠેલા અને ક્રીડા કરતા હેમશકિતએ પોતાની સન્મુખ ઉદ્યાનમાં ઊંચેથી નીચે પડતા એક પુરુષને જોયો.

૭૪. કુમારે તે પુરુષને પૂછ્યું કે પાંખ વિનાના ઉત્તમ પક્ષિની જેમ તું ઉડી-ઉડીને નીચે કેમ પડે છે ? મને કહેવા યોગ્ય વાત હોય તો કહે.

૭૫. તે બોલ્યો આપને શું કહેવા લાયક નથી, તમે બીજાની ચેષ્ટાના જાણકાર છો, તમારી આગલ છુપાવવું એ મૂર્ખતા છે.

૭૬. હું વિદ્યાધર છું. કોઇક કામસર વૈતાઢ્ય પર્વતની આગળ ગયો હતો ત્યાંથી પાછા ફરતાં અદ્ભૂત ઉદ્યાનને જોઇને ક્ષણવાર રોકાઈ ગયો.

૭૭. આ ઉદ્યાનનું અપૂર્વ સૌન્દર્ય જોઇને અહિંથી આગળ ચાલવા લાગ્યો, પણ મારા પાપના ઉદયથી આકાશગામિની વિદ્યાનું પદ હું ભૂલી ગયો.

૭૮. હે કામદેવ જેવા સ્વરૂપવાળા કુમાર ? હું ઉછળી ઉછળીને નીચે પડી જવાથી ઘણો દુઃખી થઈ રહ્યો છું. આ સાંભળી રાજકુમાર બોલ્યો.

૭૯. હે વિદ્યાધર ! આ વિદ્યા બીજા આગળ નિષ્કપટ ભાવથી બોલી શકાતી હોય તો તું બોલ ! એમ કહેવાયેલો વિદ્યાધર બોલ્યો.

૮૦ હે વિદ્યાનિધિ ! પાપી મનુષ્યો આગળ જ આ વિદ્યા ન કહેવાય પણ આપના જેવા મહાપુરુષોને તો આ વિદ્યા આપી પણ શકાય છે, તો બોલાય કેમ નહિ ?

૮૧ તે વિદ્યાધરે જેમાંથી એક મહત્વનું પદ ભૂલી જવાયું છે તે વિદ્યા પ્રયત્ન પૂર્વક બોલ્યો અને રાજપુત્ર હેમશક્તિએ પદાનુસારિલબ્ધિથી તે ભૂલાયેલુ પદ પ્રગટ કરી આપ્યું.

૮૨. તે વિદ્યાધરે આદરપૂર્વક અતિપ્રિય તે વિદ્યાને સંપૂર્ણ પ્રાપ્ત કરી અને તે દક્ષ વિદ્યાધરે કુમારને તેજ વિદ્યા આપી. કારણ કે તે બીજી સામાન્ય દક્ષિણાને યોગ્ય ન હતો.

૮૩. તેના ગયા પછી વજ્રાયુધનો પ્રપૌત્ર તે ઉદ્યાનમાં વિધિપૂર્વક પ્રશસ્ય આકાશગામિની વિદ્યા સિદ્ધ કરીને વિદ્યાધરમાં ઉત્તમ બન્યો.

૮૪–૮૫ વસંતસેનાની ફોઇનો પુત્ર વિના નિમિત્તે તેના ઉપર રોષ કરતો હતો. તે હેમશક્તિકુમાર પર હરણ સિંહ ઉપર વેર કરે તેમ તેનો અપકાર કરવામાં અસમર્થ લજ્જા પામી અણસણ કરી મરીને દીવ્ય ઋદ્ધિવાળો હિમચૂલ નામનો દેવ થયો.

૮૬. અને તે સિદ્ધ વિદ્યાવાળો, રાજકુમાર તો તે બન્ને સ્ત્રિયો સાથે સકલ ભૂમંડળમાં ફરવા લાગ્યો.

૮૭. બીજે દિવસે હેમશક્તિ હિમવંત પર્વત ઉપર ગયો. ત્યાં પાપનિવારણી ધર્મ દેશના દેતા ત્યાગી વિપુલ મતિવાળા ચારણ મુનિને જોઈ નમસ્કાર કર્યો.

૮૮. તે ચારણ મુનિથી ધર્મ લાભ પામીને બન્ને સ્ત્રીઓ સહિત શ્રાવકોમાં શ્રેષ્ઠ તે કુમાર સંસારરૂપી તૃણપુંજ માટે દાવાનલ સરખો ધર્મોપદેશ સાંભળવા લાગ્યો.

૮૯. અને તે હેમશક્તિએ બોધ પામી બન્ને સ્ત્રીઓ અને મહાસંપતિનો ત્યાગ કરી વૈરાગી બની. તે ચારણ ગુરુના ચરણકમલમાં દીક્ષા ગ્રહણ કરી.

૯૦. ઉત્તમ સ્ત્રીઓ પતિના માર્ગનેજ અનુસરનારી હોય છે. એમ માની તેની તે બન્ને સ્ત્રીઓએ મુનીંદ્રા નામની સાધ્વી પાસે દીક્ષા લીધી

૯૧. આચાર પાલવા પૂર્વક ક્ષમાવાન હેમશક્તિ મુનિ પૃથ્વી ઉપર વિચરતા તે સિદ્ધિપદ નામના પર્વત ઉપર એક રાત્રિ પ્રતિમા સ્વીકારી કાઉસગ્ગ-ધ્યાનમાં રહ્યા.

૯૨. સમાધિવાળા તેવા મુનિને જોઈ પૂર્વભવનો શત્રુ તે અધમદેવ જલ્દીથી આવી તેમની નજીકમાં જેમ હાથી સરોવરમાં કરે તેમ ઉપદ્રવ કરવા લાગ્યો.

૯૩. તે સિદ્ધિપદ પર્વત ઉપર ક્રીડા કરવા આવતા દેવોએ ઉપદ્રવ કરતા હિમચૂલને જોઈ પોતાની શક્તિથી જેમ મેઘ ગરમીનો નાશ કરે તેમ દુરાત્મા એવા તેને નસાડી મૂક્યો.

૯૪. ધન્ય એવા તે મુનિ અશુભચિત્તવૃત્તિને રોકી પ્રભાત થતાં પોતાના અભિગ્રહ ને પૂર્ણ કરી કાઉસ્સગ્ગ પારી વિહાર કરતાં વજ્રાયુધની નગરી તરફ ગયા.

૯૫. તે મણિસંચયા નગરીના સૂરનિપાત નામના ઉદ્યાનમા પૂર્વની જેમ ધ્યાનમાં રહ્યા. ત્યાં પણ પૂર્વના વૈરી અધમ હેમચૂલદેવે ઉપસર્ગ કર્યો.

૯૬. તે કાલમાં શુકલધ્યાનમાં રહેલા હેમશક્તિ મુનિએ અવિનશ્વર એવું કેવલજ્ઞાન મેળવ્યું. દેવેન્દ્રો વંદન કરવા આવ્યા, તેના ભયથી અધમદેવ તેમને શરણે ગયો.

૯૭. વજ્રાયુધ રાજા હેમશક્તિ મુનિને વિસ્તૃત કેવલજ્ઞાન પ્રાપ્ત થયું છે એમ જાણી, ત્યાં આવી, સત્કાર કરી, પૂજી, અમૃત દેશના સાંભળી વૈરાગી બની પોતાને ઘરે આવ્યો.

૯૮. પુણ્યશાલીઓના પુન્ય પ્રભાવથી એક દિવસ ક્ષેમંકર જિન આ નગરીમાં સમોસર્યા. મહાપુરુષોના પુણ્ય પ્રભાવથી સંપૂર્ણ સિદ્ધિ થાય છે.

૯૯. પોતે નીમેલા મનુષ્યો વજ્રાયુધ ચક્રવર્તી પાસે આવી સ્વામીનો સમાગમ કરી ક્ષેમંકર તીર્થંકર ભગવાન ઉદ્યાનમાં પધાર્યા છે એવી વધામણી આપી. ચક્રી પાસેથી સંતોષ પામે તેવું ધન મેળવી પોતાને સ્થાને ગયા.

૧૦૦. સેનાથી પરિવરેલો તે વજ્રાયુધ ક્ષેમંકર જિનને વંદન કરવા ગયો અને ત્રણવાર પ્રદક્ષિણા કરી વંદન કર્યું.

૧૦૧. ઉચિત સ્થાને વજ્રાયુધ બેસી ધર્મોપદેશ સાંભળી વંદના કરી અને મહાન્ તેમજ ઉદાર ચિત્તવાળા ચક્રીએ પોતાનો વિચાર જણાવ્યો.

૧૦૨. મહામોહ રૂપી અગાધ જલથી ભરેલા સંસારરૂપી સમુદ્રમાં ડુબતા એવા મને હે જગ તારક! તમે દીક્ષા રૂપી નાવડીથી ને શુભ કર્મરૂપી વાયુના યોગથી જલ્દી તારો.

૧૦૩. આવી તેની વિનંતિ સાંભળી ક્ષેમંકરજિને કહ્યું સારા કાર્યમાં વિઘ્નો હોય છે માટે તમારી ઇચ્છા તમે જલ્દી પૂરી કરો.

૧૦૪. આ પ્રમાણે તેમના વચનથી હર્ષિત ચિત્તવાળા વજ્રાયુધ ચક્રીએ પોતાના પુત્ર સહસ્રાયુધને રાજ્ય ઉપર સ્થાપન કરી જિનેશ્વરના ચરણકમલમાં પ્રવજ્યા લીધી.

૧૦૫. તે વજ્રાયુધ સ્વામીની પાછળ ચારહજાર મુકુટબદ્ધ રાજાઓ અને રાણીઓ તેમજ સાતસો પુત્રોએ દીક્ષા લીધી.

૧૦૬. તપસ્વીમાં અગ્રેસર વિધિને જાણનાર અને પર્વત જેવા ધીર તે વજ્રાયુધે ગ્રહણ અને આસેવન એમ બન્ને પ્રકારની શિક્ષાને ગ્રહણ કરીને સિદ્ધાચલ પર્વત ઉપર ચઢ્યા

૧૦૭. ઉપસર્ગોમાં સહનશીલ અને સૂર્યના જેવા તેજસ્વી તેમણે સિદ્ધાચલના શિખર રૂપી સૂર્યસ્તંભ ઉપર ૧ વર્ષના પ્રમાણની પ્રતિમાને સ્વીકારી ધ્યાનમાં રહ્યા.

૧૦૮-૧૦૯ તે વજ્રાયુધ મુનિ ધ્યાનમાં હતા ત્યારે અશ્વગ્રીવના બે પુત્રો મણિકુંભ ને મણિકેતુ સંસારમાં ઘણું ભમી કંઈક બાલતપ કરી અહંકારી અસુરદેવ થયા અને કૌતુકથી ફરતા ફરતા તે પર્વત ઉપર તે મુનિને જોયા.

૧૧૦. અમિતતેજના જીવ વજ્રાયુધ ઉપર પૂર્વભવના વૈરને સ્મરણ કરી અર્થને કામ જેમ ધર્મનો નાશ કરે તેમ તે બન્ને ક્રોધથી અવિરત ઉપદ્રવો કરવા લાગ્યા.

૧૧૧. જ્યારે તે બન્ને અસુરોએ સિંહ, હાથી, કૃષ્ણસર્પ, ભયંકર વેતાલ વિગેરે અનેક પ્રકારના પોતાના રૂપો બનાવી ઉપસર્ગ કરે છે.

૧૧૨. તેવામાં ઇંદ્ર રંભા પ્રમુખ વારવધૂઓ ને દેવાંગનાઓ સાથે મલી તીર્થંકરને વંદન કરવા ચાલ્યા. નિર્મલ બુદ્ધિવાળો કયો પુરુષ અમૃતને ઇચ્છિતો નથી?

૧૧૩. તે દેવીઓએ વજ્રાયુધમુનિ ઉપર નિર્દય રીતે દૂરાશયી નીચકુલના બે બન્ને અધમ દેવોને વિવિધ પ્રકારના ઉપદ્રવ કરતા જોયા.

૧૧૪. પોતાનું જ અહિત કરનારા આ બે દેવોએ સમાધિમાં રહેલા આ જિન ઉપર હા! હા! આ શું કર્યું? એમ બોલતી ઇન્દ્રના રથમાંથી ઉતરી-આકાશમાંથી દોડતી એ દેવીઓ આવી પહોંચી.

૧૧૫. તે દેવીઓને આવતી જોતાની સાથેજ તે બન્ને અસુરો નાસી ગયા. મિથ્યાત્વ મોહનો ફેલાવો ત્યાં સુધી હોય છે કે જ્યાં સુધી જિનવાણીનો પ્રચાર થયો ન હોય!

૧૧૬. ત્યાર પછી જિનેશ્વરની આગળ ઉદારભાવવાલી ઇન્દ્રાણીઓએ નાટક કર્યું અને વજ્રાયુધને નમસ્કાર કરી ભક્તિથી હર્ષિત થયેલી તેઓ પોતાને સ્થાને ગઈ.

૧૧૭. તે ઉત્તમ દેહવાલા મુનીશ્વરે પ્રતિમા પૂર્ણ કરી બીજે સ્થલે વિહાર કર્યો ને સહસ્રાયુધ રાજા પણ તેમની જેમ ન્યાયલક્ષ્મીથી રાજ્યનું પાલન કરે છે.

૧૧૮. અહિં એક દિવસ નગરલોકના ભાગ્યની રચનાથીજ જાણે પ્રેરાયેલા આશ્રવોથી અટકેલા પાપરૂપી કાદવને સુકવવામાં સૂર્યસમાન ગુરુવર્ય પધાર્યા.

૧૧૯. સહસ્રાયુધ રાજાએ મન વચન કાયાના પ્રણિધાન પૂર્વક વંદના કરી ને તેમની સામે બેસી અમૃત સરખી ગુરુની વાણી સાંભળીને તત્ત્વ ગ્રહણ કર્યું.

૧૨૦. અને સંસારના સુખથી વૈરાગી બની શતવલ્લી નામના પુત્રને બોલાવી રાજ્ય ઉપર સ્થાપી વિધિસહિત ગુરુ પાસે દીક્ષા ગ્રહણ કરી

૧૨૧. જેમ હંસ કમળવનને મળે તેમ સહસ્ત્રાયુધ મહારાજા એક વખત પૃથ્વી ઉપર વિહાર કરતાં કરતાં વજ્રાયુધ મુનિ પુંગવને મળ્યા.

૧૨૨. દ્રવ્યનો આશ્રય કરતા રૂપ અને રસની જેમ એકમેક રૂપ થઈ જવા છતાં આશ્ચર્ય તો એ હતું કે કોઈ પણ એક જગ્યાએ આશ્રય નહિ લેતા વિહારથી પૃથ્વીને પવિત્ર કરતા તે બન્ને મુનિઓએ ઘણો કાલ વીતાવ્યો.

૧૨૩. તે બન્ને ઈષિત્ પ્રાગ્ભાર નામના પર્વત ઉપર ચઢી પાદોપગમન અણસણ કરી સમાધિમાં લીન થયા.

૧૨૪ ત્યાંથી મરણ પામી ત્રીજા ગ્રૈવેયકે પચ્ચીશ સાગરોપમનાં આયુષવાળા અહમિન્દ્રપણે બન્ને ઉત્પન્ન થયા.

૧૨૫. આ જંબુદ્વીપના પૂર્વમહાવિદેહમાં મહાસીતા નદીના કાંઠે વિશાલ અને પ્રસિદ્ધ પુષ્કલાવતી નામનો મહાન વિજય હતો.

૧૨૬. તે વિજયના મધ્યખંડમાં પુંડરીકિણી નામની અખંડ નગરી હતી. તેમાં સમૃદ્ધિથી શક્ર ઇંદ્રની લક્ષ્મીને જીતનાર વિષ્ણુ જેવા સજ્જન પુરુષો રહેતા હતા.

૧૨૭ ૩૦. તે નગરીમાં દેવો અને દાનવોના સમૂહથી પૂજાતા જેના ચરણ કમલો છે એવો તેમજ નિરંતર શુભ શ્રેણીથી શોભતો, ઘનરથ નામનો રાજા રાજ્ય કરતો હતો. જેનો પ્રતાપ સૂર્ય કરતાં પણ ઉજ્જ્વલ હતો બીજાના દારિદ્ર્યનો નાશ કરવાજ અર્થને ધારણ કરતો, હતો, પુત્રાદિની ઇચ્છાએજ કામને સેવતો હતો. વળી ધર્મીઓમાં અગ્રેસર એવો તે અનર્થોને દૂર કરનાર ધર્મને સેવતો હતો. ઘણું શું કહીએ શરદ ઋતુના ચંદ્રની જેમ નિર્મલ જેની કીર્તિ શુભરૂપ બનીને નિરંતર ત્રણ જગતમાં ક્રીડા કરતી હતી.

૧૩૧. જ્ઞાનલક્ષ્મીવાળા ઋષભદેવ ભગવાનની જાણે સુનંદા અને સુમંગલાજ ન હોય તેમ તેને પ્રિયમતી અને મનોરમા નામની અનુક્રમે મોટી અને નાની બે પત્નીઓ હતી.

૧૩૨ ગ્રૈવેયક દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી મહાન આશયવાળા વજ્રાયુધનો જીવ પ્રિયમતી રાણીની કુક્ષિમાં અવતર્યો.

૧૩૩. રાણીએ સ્વપ્નમાં રાત્રીના છેલ્લા પહોરે વાદળામાં ગર્જતો ને વિજળીઓથી શોભતો વરસતો મેઘ મુખમાં પ્રવેશ કરતો જોયો.

૧૩૪. પ્રાતઃ કાલે રાણીએ રાજાને સ્વપ્ન કહ્યું. રાજાએ પણ તેનું સાચુંજ ફલ બતાવ્યું. હે પવિત્ર! પ્રશંસનીય મેઘની જેવો પરદુઃખભંજક તને પુત્ર થશે?

૧૩૫. ગર્જતા મેઘને સાંભળી મોર જેમ નાચે તેમ સ્વામીનું વચન સાંભળી આનંદિત બનેલી ઉચ્ચ કુલની મર્યાદાને ધારણ કરતી ગર્ભનું પોષણ કરવા લાગી.

૧૩૬. સહસ્ત્રાયુધનો જીવ ત્રીજા ગ્રૈવેયકથી ચ્યવી પવિત્ર મર્યાદાવાળી મનોરમા રાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયો.

૧૩૭. તેણીએ સ્વપ્નમાં ઉંચી સુવર્ણની ઘંટડીઓ યુક્ત વાયુથી લહેરાતી ધ્વજાઓથી ચંચલ દઢરથને મુખમાં પ્રવેશ કરતો જોયો.

૧૩૮. તેણે પણ ભેટણા સહિત રાજા પાસે આવી કહ્યું અને રાજાએ પણ ખૂબ હર્ષપૂર્વક જણાવ્યું કે હે દેવિ! નીધિના લાભની જેવો તમને પુત્ર થશે.

૧૩૯. હવે તે બન્નેએ સારા મુહૂર્તે ઉચ્ચના અને કેન્દ્રમાં આવેલ શુભ ગ્રહો થયા ત્યારે સૂર્યચંદ્ર જાતે પુરુષનું રૂપ લઇને ન આવ્યા હોય તેમ જગતને આનંદ આપનારા તેવા બે પુત્રોનો જન્મ આપ્યો.

૧૪૦. રાજાએ પુત્ર જન્મનો ઓચ્છવ કરવા પૂર્વક સ્વપ્નાનુસાર મોટાનું નામ મેઘરથ અને બીજાનું નામ દ્રઢરથ એમ બન્નેનાં નામ પાડયાં.

૧૪૧. ધાવમાતાથી પાલન કરાતા મોટા થયા ત્યારે વેદ-વેદાંતમાં નિપુણ થયા. ઉદ્યાનમાં રહેલા વિકસ્વર પુષ્પની જેમ એકી સાથે બન્ને યૌવનને પામ્યા.

૧૪૨. હવે એક વખત શ્રી મંદિરપુર નગરના સ્વામી હતારિ રાજાની આજ્ઞાથી નામથી અને ગુણથી બન્ને રીતે ઉત્પન્ન થતી બુદ્ધિથી પ્રશંસા કરવા યોગ્ય અને પ્રશસ્ય બુદ્ધિવાળો મંત્રી તે નગરીમાં આવ્યો.

૧૪૩. દ્વારપાલના જણાવવા પૂર્વક મંત્રીશ્વરે આવી રાજાને પ્રણામ કરી વિધિના જાણકાર એવા તેણે રાજાને હસ્તકમલ જોડી વિનંતિ કરી.

૧૪૪. હે રાજન્! ગંગા ભુવનને પવિત્ર કરે-(નીચે વહે છે) એમાં શું આશ્ચર્ય છે? જયારે આપની કીર્તિ રૂપી ગંગા તો રાજાઓના મસ્તક ઉપર વહીને પણ પવિત્ર કરે છે. એ જ આશ્ચર્યરૂપ છે.

૧૪૫. હે સ્વામિન્! મારા સ્વામી આપના ઉપર પ્રેમ રાખે છે એમ કહેવું એ તો પુનરુક્તિ રૂપ છે. સાધુઓની પાસે ત્રણ-ગુપ્તિ હોય તેમ મારા રાજાને ગુણોની ખાણ જેવી ત્રણ પુત્રીઓ છે.

૧૪૬. હે રાજન્! બે કન્યા મેઘરથને આપીને અને એક કન્યા દ્રઢરથને આપીને આવો સંબંધ બાંધીને તેજસ્વી એવા એ આપની સાથે પ્રેમ સંબંધને વધારવા ઇચ્છે છે.

૧૪૭. હે મહારાજા! મારૂ કહેલું જો યોગ્ય હોય તો લગ્ન મુહૂર્ત માટે જયોતિષીને બોલાવી મુહૂર્ત કઢાવો અને પ્રસન્ન થઇને ઉત્તર આપો.

૧૪૮ તેનું કહેલુ મનમાં વિચારી જ્યોતિષીને બોલાવી કુમારને જવાનો દિવસ અને લગ્ન દિવસ નક્કી કરી મંત્રીનો સત્કાર કરીને મોકલ્યો.

૧૪૯. સન્માનિત થયેલા તે મંત્રીએ પણ કેટલેક દિવસે પોતાના નગરમાં જઈ કાર્ય સિદ્ધિ થઇ છે એમ કહી રાજાને સંતોષ આપ્યો.

૧૫૦. જેમ પવન સુગંધ સાથે પુષ્પને લઇ જાય તેમ:રાજાએ નાનાભાઈ સાથે મેઘરથ કુમારનું મંદિરપુર નગર તરફ પ્રયાણ કરાવ્યું.

૧૫૧. યોજના કરાયેલા સામંતો, સેનાપતિઓ, મંત્રિપુત્રો સેનાઓ સાથે મંગલ વાજીન્ત્ર વાગતાંની સાથે બન્ને કુમાર નીકળ્યા.

૧૫૨. જતા એવા તે બંને રાજકુમારનું સ્વાગત કરવા માટે માર્ગમાં ભેટ લઈને જેઓ આવ્યા, તેમને સોના મહોરો આપી ધનિક બનાવ્યા.

૧૫૩-૪-૫. કેટલીક જગ્યાએ દેશના અધિકારીઓને ન્યાય આપીને ખુશી કરતા, કોઇક ઠેકાણે સુવર્ણ આભૂષણને વસ્ત્રદ્વારા સત્કાર કરી બ્રાહ્મણોને ખુશ કરતા, કેટલીક જગ્યાએ જોવા લાયક વસ્તુઓને જોતા, પુરાણી વાતો કરનાર વૃદ્ધોની સાથે વાતોથી અનુભવ મેળવતા, આમ રોજ રોજ અવિરત રીતે પ્રયાણ કરતા તે બન્ને રાજકુમાર સુરેન્દ્રદત્ત રાજાની નગર સીમમાં આવી પહોંચ્યા.

૧૫૬. રાજાએ મોકલેલા દૂતે આવીને મેઘકુમારને એમ કહ્યું કે અમારા રાજા સુરેન્દ્રદત્ત નામ અને ગુણોથી બન્ને રીતે ઇન્દ્રના અશ્વની જેમ પરાક્રમી છે.

૧૫૭. હે કુમાર! તિરસ્કારને સહન નહિ કરનારો ને સત્ત્વથી ભરપૂર તે રાજા મારા મુખેથી કહેવડાવે છે કે તમારે આ રસ્તે આવવું નહિ.

૧૫૮. જતી એવી તમારી સેના મારા દેશને નુકશાન પહોંચાડશે માટે આ દેશની સીમા છોડી તમારા મંગલ કાર્ય માટે તમે બીજા માર્ગે જાઓ.

૧૫૯ અભિમાન રાખી જો આ રસ્તે આવશો તો સિંહથી સુશોભિત ગુફાની પાસે વેગપૂર્વક આવતા શિયાળીઓના જુથની જેવી તમારી પણ દશા થશે.

૧૬૦. આવી તેની અસભ્યવાણી સાંભળી ધૈર્યવાન્ મેઘકુમારે કહ્યું હે દૂત! તેં તારા રાજા સિવાય બીજા રાજાઓ તેમજ નોકરોના પ્રભાવને જોયો લાગતો નથી.

૧૬૧. પોતપોતાના મઠમાંજ રહીને દાર્શનિકો પોતપોતાના મતને દેખાડતા હોય તેમ ઘરમાં બેઠાં બેઠાં પોતાના શૌર્યને દેખાડતો કોણ રોકી શકે! (તેથીજ તને મોકલ્યો લાગે છે.)

૧૬૨. મોટા માણસો તો ઘેરે આવનાર કે પોતાના દેશમાં આવનારને પણ કોઇને રોકતા નથી, અમને દૂરથી જ રોકતો તે સાત્ત્વિક કહેવાય છે તે પક્ષપાત છે.

૧૬૩. જે દેશની સીમામાં જતાં જતાં તે દેશને ઉપસર્ગ કરે તે તો બીજા જ, પોતાની જેવા જે બીજાને માને છે તેવા ખલ પુરુષો ક્યારેય પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી.

૧૬૪. બીજા ક્ષત્રિયો પણ માર્ગને સ્વીકારીને છોડતા નથી તો અમે તો રાજાધિરાજના પુત્રો માર્ગ છોડવાના વિચાર પણ કેમ કરીએ?

૧૬૫. તારા રાજારૂપ સિંહનું પરાક્રમ જોવા માટે અમે આજ માર્ગે જવાના છીએ. હે દૂત! તું તો અવધ્ય છે માટે જલ્દી જા ને તેને જણાવ.

૧૬૬. આવી ગર્વભરી કુમારની વાણી સાંભળી દૂતે નગરમાં જઈ રાજાને કહ્યું. પોતાના સ્વામીને સારૂ લગાડવા કોઈ દૂત કદી ખોટું બોલતો નથી

૧૬૭. તે સાંભળી લાલ આંખવાળા થયેલા અને શત્રુને નાશ કરવામાં સમર્થ સુરેન્દ્રદત્તે બખ્તર વગેરે ધારણ કર્યું ને યુદ્ધ કરવા સેના સહિત વાજીંત્રોના નાદ સાથે પ્રયાણ કર્યું.

૧૬૮. નષ્ટ થનાર પ્રતાપ રૂપી અગ્નિના ધુમાડા જેવી, વેગથી ચાલતા લશ્કરની ઉડેલી ધૂલ સૈનિકોના મસ્તક ઉપર નાખતો તે સમરાંગણમાં આવ્યો.

૧૬૯. શત્રુની સેનાને સામે આવતી જોઈને દેવોને જીતવામાં પણ સમર્થ એવા યોધ્ધાઓ અને બલવાન નાનાભાઈ સાથે મેઘરથકુમાર પોતાના રથ ઉપર ચડ્યો.

૧૭૦. બન્ને સેનાના મહાયોધ્ધાઓ પરસ્પર એક બીજાનો નાશ કરવાની ઇચ્છાથી પોતાના સ્વામીના હુકમ વિના હુંકારને વેગથી ભરપૂર તેઓ બાણોને છોડવા લાગ્યા.

૧૭૧. મેઘરથના સુભટોએ દૂરથી વેગપૂર્વક છોડેલાં પોતાના બાણોથી સામે આવતા શત્રુઓના બાણોને પોતાના સ્વામી કાર્યને નહિં કરવાથી જલ્દી કાપી નાખ્યા.

૧૭૨. શત્રુઓ છોડેલા બાણથી કોઈક વીર છાતીમાં લાગવાથી મર્યો પણ મસ્તકમાં તલવાર લાગવાથી કોઇ મર્યો નહિ. તેથીજ જૈનધર્મીઓ કર્મને બલવાન સમજે છે.

૧૭૩–૭૪. કોઇ શત્રુસેનાના સુભટથી મરાયેલો મેઘરથનો સૈનિક પૃથ્વીરૂપી સ્ત્રીને સ્વામીની જેમ ભેટયો. ત્યારે પોતાની સેનાને આકુલ જોઈ શત્રુઓનો પરાભવ નહિ સહન કરનાર તે બન્ને રાજકુમારો શૌર્ય સહિત યુધ્ધ કરવા તૈયાર થયા.

૧૭૫. તે બન્ને રાજકુમાર આગળ કોઇ ઘોડે સ્વાર યુધ્ધ કરવાની પ્રસન્નતાવાળા રહ્યા નહિ. તેમજ હસ્તિપકો શૂન્યચિત્તવાળા જ થઈ ગયા. આમ કોઈ સૈનિક તેમની સાથે યુધ્ધ કરવા સમર્થ થયો નહિ.

૧૭૬–૭૭. પૃથ્વીપતિ સુરેન્દ્રદત્તે પોતાની સેનાને નાસતી જોઈ યુવરાજ સહિત બન્ને વીર યુધ્ધ કરવા તૈયાર થયા. રાજા સુરેન્દ્રદત્ત મેઘરથ રાજકુમાર સાથે ને કામદેવ જેવો રૂપવાન રાજકુમાર, નાનાભાઈ સાથે એમ યુધ્ધ કરવા લાગ્યા.

૧૭૮. યુધ્ધ કરતા એવા તે ચારે જણા વચ્ચે ચારે બાજુથી બાણાબાણી, ખડ્ગાખડ્ગી અને ભુજાભુજિ એમ બધી જાતનાં યુધ્ધ થયાં. કોઈ બાકી રહી ગયું હોય તેવું ન રહ્યું.

૧૭૯. તે બન્ને રાજકુમારોએ લાંબા કાલ સુધી યુધ્ધની કળામાં અકુશલ તે બન્નેને ખૂબ થકવીને સન્માર્ગનો નાશ કરવામાં નિપુણ ના હોય એવા તે બન્નેને બંધનનું કષ્ટ ભર્યું કાર્ય પ્રાપ્ત કરાવ્યું એટલે બાંધી લીધા.

૧૮૦. અને તે સુરેન્દ્રદત્તના દેશમાં પોતાના અધિકારીઓને સ્થાપન કરી સમ્યક્પ્રકારે કીર્તિ રૂપી વસ્ત્રને ધારણ કરી ઉંચા મકાનોથી શોભતા શ્રી મંદિરપુર તરફ પ્રયાણ કર્યું.

૧૮૧. તે નગરીની નજદીક બન્ને કુમારને આવેલા સાંભળી હતારિ રાજા ચંદ્રની વધતી જતી કળાની જેમ સેનાથી પરિવરેલો અને આનંદિત થયેલો રાજા તેમની સામે ગયો.

૧૮૨. પુણ્યયોગથી જાણે અર્થને કામની જેવા ન્યાય અને પ્રતાપના સાક્ષાત્ સ્વરૂપ બન્ને રાજકુમારને તોરણોથી સુશોભિત એવા પોતાના નગરમાં નગર જનો સહિત રાજાએ પ્રવેશ કરાવ્યો.

૧૮૩. રાજાએ સારા મુહૂર્તે પહેલાં વાત્સલ્યથી ભરપૂર પ્રિયમિત્રિકા અને પછી મનોરમાનો એમ અનુક્રમે મેઘરથકુમારની સાથે હસ્ત મેલાપ કરાવ્યો.

૧૮૪. મેઘરથનો નાનો ભાઇ દઢરથ સુવર્ણ જેવા વર્ણવાળી અને ચિત્રવિચિત્ર ગુણોથી પ્રશસ્ત નામથી અને ગુણોથી સુમતિ નામની મનોરમાની બહેનને પરણ્યો.

૧૮૫. ત્યાર પછી રાજાએ રેશમી વસ્ત્રો, આભૂષણો, રાજ્યનાં ચિહ્ન હાથી ઘોડા વિગેરે કન્યાદાન માં આપી. ત્રણ મુકામ સુધી સાથે રહિ તે બન્ને જમાઈને વિદાયગિરી આપી

૧૮૬. પુત્ર સહિત સુરેન્દ્રદત્તને જેલમાંથી છોડી સત્કાર કરી રાજ્ય પાછું આપી મેઘરથ અને દઢરથ બંને કુમારો પુણ્યબળથી ઋધ્ધિયુકત થઈ સુખપૂર્વક પિતાની રાજધાનીમાં આવી ગયા.

૧૮૭. પરસ્પર એક ચિત્તવાળા તે બંનેએ પિતાના ચરણની સેવાના ફળ રૂપે તે પ્રિયાઓ સાથે વિષય સુખ ભોગવતાં ઘણો કાલ વિતાવ્યો.

૧૮૮. મેઘરથની પત્ની પ્રિયમિત્રિકાએ નંદિષેણ નામે પુત્રનો જન્મ આપ્યો. અને બીજી મનોરમાએ સજ્જનના મિત્રના તાપને હરાવવામાં મેઘસમાન મેઘસેન નામના પુત્રનો જન્મ આપ્યો.

૧૮૯. તેમજ નાના ભાઈની સ્ત્રી સુમતિએ રથસેન નામના પુત્રનો જન્મ આપ્યો. ત્રણેયને પુત્રનો લાભ થવાથી તેઓ આનંદિત બન્યા.

૧૯૦-૯૧ તારા અને નક્ષત્રો સાથે આકાશમાં રહેલા ચંદ્રની જેમ પુત્રો તેની સ્ત્રીઓ તથા પુત્રના પુત્રો સાથે અંતઃપુરમાં બેઠેલા ધનરથ રાજાને નમસ્કાર કરીને સુસેના નામની વેશ્યાએ હાથમાં ચિત્ર વિચિત્ર કુકડાને ધારણ કરતી ચારેય દિશાઓમાં જેની સેના વ્યાપ્ત છે એવા તેમને વિનંતિ કરી.

૧૯૨. હે સ્વામિન્ ! કદાચ ચકલાઓથી બાજપક્ષિ જીતાઈ જાય. અને કદાચ ઉગ્રઝેરી સર્પોથી ગરુડ જીતાઈ જાય પણ મારો આ કુકડો બીજા કુકડાઓથી જીતી શકાતો નથી.

૧૯૩. જો મારા આ તામ્રચૂડને બીજા કોઈ બલવાન કુકડા પરાજય આપશે તો તેને લાખ સોનૈયા હું આપીશ.

૧૯૪. હે સ્વામિન્ ! કોઇનો કુકડો જો સમર્થ હોય તો મારી આ પ્રતિજ્ઞારૂપી શરતને તે બુદ્ધિમાન પૂરી કરે.

૧૯૫. આ સાંભલી સ્વામિની નજીકમાં બેઠેલી દઢરથની માતા બોલી. આણે કહેલી શરત પ્રમાણે આ કુકડાને મારા કુકડા સાથે યુદ્ધ કરાવો.

૧૯૬. રાજાએ હા પાડતાં તે સુમનોરમાદેવી પ્રસન્ન થઈ અને તેજ વખતે દાસી પાસે પોતાના વજ્ર જેવા મુખવાળો અને શસ્ત્ર જેવા ચરણુવાળા કુકડાને મંગાવ્યો.

૧૯૭-૯૮. પોતાના વાહન રૂપ હોવાથી સંતુષ્ટ થયેલી પદ્માવતી દેવીએ, વિસ્તારેલ શ્રેષ્ટ પ્રસાદરૂપ પ્રતાપને મસ્તક ઉપર લાલ કલગીના બાનાથી ધારણ કરતો, ત્યાં લાવતા વેંતજ બન્ને વિચિત્ર ગતિને દેખાડતા સુંદર નખોથી કેશરાને ઉંચી કરતા ક્રોધથી ધમધમતા આશ્ચર્ય કારક યુદ્ધ કરવા લાગ્યા.

૧૯૯. આકાશમાં ઉંચે ઉડીને પૃથ્વી ઉપર સહેલાઈથી પડતા બ્રહ્માથી તૈયાર કરાયેલા જાણે બે દડાજ ન હોય તેમ જગતને કુતૂહલ દેખાડતા લડવા લાગ્યા.

૨૦૦. પરસ્પર ચાંચ અને પગના આઘાતથી લોહિથી ખરડાયેલા શરીરવાળા થયા. આમ છતાં બંને જાણે શરીરે સિન્દુર લગાડીને ક્રીડા કરતા હોય તેમ દેખાવવા લાગ્યા.

૨૦૧. લોક સમુદાય પણ હમણાં આ જયશ્રી વરશે, એમ વારંવાર કહેવા લાગ્યા, અને તે બન્નેના યુદ્ધમાં રાગવાળીજ જાણે ન હોય તેમ જયશ્રી ભય પામી મધ્યસ્થ ભાવને ધારણ કરતી ઉભી રહી.

૨૦૨. પાડાની જેમ બન્નેને લડતા જોઈ રાજાઓમાં અગ્રેસર ધનરથ રાજા બોલ્યા. એક સરખા બલવાળા એમાંથી એકેય પણ જીતશે નહિ.

૨૦૩. પિતાની તેવી વાણી સાંભલી બુદ્ધિમાન મેઘરથ બોલ્યો. આ બન્નેમાંથી કોઇનો નાશ તેમ કોઈનો પરાજય નહિ થાય તેનું શું કારણ?

૨૦૪. ત્રણજ્ઞાનથી યુક્ત એવા ધનરથ રાજા બોલ્યા કે હે લોકો! આ બંનેનો પૂર્વભવ હું કહું છું તે તમે ધ્યાન દઈ સાંભળો.

૨૦૫. આ જંબૂદ્વીપની પૂર્વદિશાએ ઐરવત ક્ષેત્રમાં સમૃદ્ધિથી ભરપૂર રત્નપુર નામનું નગર હતું. તેમાં એકનું નામ દત્ત અને બીજાનું નામ ધનવસ્તુ એવા બે વણિજ મિત્રો રહેતા હતા.

૨૦૬ દાહ જવરથી પીડાયલાની જેમ આત તૃષ્ણાવાળા તે બંને શહેર, ગામડાં ને ગોકુલોમાં વેચવાની અનેક વસ્તુઓનાં ગાડાં ભરી ધનલાભ માટે નિરંતર ફરતા રહેતા.

૨૦૭. તરસ અને ભૂખને સહન કરતા ઘણો ભાર ઉપાડી થાકેલા બળદોને હંમેશા તે બંને ખૂબ લાકડીઓના માર મારી મારી ચલાવતા હતા.

૨૦૮-૯. તાપની પીડા અને અતિ ભારથી ઉઠી આવેલી પીઠવાળા બળદોને પાપી એવા તે બન્ને તીક્ષ્ણ પરોણીથી લોહી કાઢીને તપેલા લોઢાથી તપાવે છે. અરે કરમ તને ધિક્કાર હો. છાયાને બહાને મધ્યાહ્નને પણ છોડયા વિના બળદોને અત્યંત મારવા લાગ્યા. ખરાબ ચિત્તવાળા તે બન્ને તો ગાડાં ચલાવતે છતે પ્રાતઃકાલે બાલકની જેમ ખાઈ લેવા લાગ્યા.

૨૧૦. મોહમાં ચકચૂર એવા તે બંને ખોટાં તોલ-માપથી કોને અત્યંત છેતરતાં ન હતાં ? બધાંને છેતરતા હતા. એક વખત લોભી ને નિર્દય તે બન્ને ધન માટે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા.

૨૧૧-૧૨. તેઓ બન્ને જણા નદી ઉપર દુર્ધ્યાનથી મરણ પામી સુવર્ણકુટા નદીના કાંઠે હાથી થયા. કાંચન અને તામ્ર નામના હાથી ઇચ્છા પ્રમાણે પોત પોતાના ટોળામાં ફરતાં મદાંધ એવા તે બંને એક બીજાને પરસ્પર જોવા લાગ્યા.

૨૧૩. પૂર્વજન્મના વેરથી લાલચોળ નેત્રવાળા થયેલા મેઘની જેમ ગર્જના કરતા એક બીજાનો નાશ કરવા તૈયાર થયા.

૨૧૪. પરસ્પર સૂંઢ અને દાંતવડે પોતપોતાના બલ પ્રમાણે લાંબા ટાઇમ સુધી લડાઈ કરી જાણે યુગલિક રૂપવાળાજ ન હોય તેમ સાથે જ આયુષ્ય પુરું કરી મરણ પામ્યા

૨૧૫. જંબૂદ્વીપમાં મુખ્ય સાકેતપુર નગરમાં વ્યાપારમાં કુશલતાથી ઘણી ઋદ્ધિ પ્રાપ્ત કરી છે જેણે એવો નંદિમિત્ર નામે વેપારી હતો.

૨૧૬. તેના ચોપગા પશુઓમાં પાડાઓમાં બલવાન પાડા રૂપે જન્મ્યા. દૂધપાન કરતા ચારો ચરતા બન્ને યુવા અવસ્થાવાલા બન્યા.

૨૧૭. સાકેત શત્રુંજયના રાજા દેવાનંદના પુત્રો શ્રીધર અને નંદિષેણે તે બંને પાડાઓને જોઈ ઘણું લડાવવા લાગ્યા કે જેથી કરીને તે બંને પાડા પોતાના જ વેરથી મૃત્યુ પામ્યા.

૨૧૮. મરીને તે બન્ને તેજ નગરીમાં મોટા બલવાન બકરા રૂપે ઉત્પન્ન થયા તેમાં એકનું નામ કાલ અને બીજાનું નામ મહાકાલ હતું.

૨૧૯. તે બન્ને બોકડા ભેગા થઈ એક બીજાને બલથી ત્રાસ પમાડતા. વૈરથી લડતાં મરીને કુકડાપણે ઉત્પન્ન થયા.

૨૨૦. આ તે બંને કુકડા છે. અને સરખા બલવાળા હોવાથી પૂર્વની જેમ તેમાંથી એકનો પણ જય કે પરાજય નહિ થાય. જન્માંતરના અભ્યાસથી જીવનો જ જય કે પરાજય થાય છે.

૨૨૧. મેઘરથ રાજાએ કહ્યું કે આ બંનેને જન્માંતરનું વેર જ એકલું કારણ નથી. પણ હે નાથ ! તેના શરીરમાં વિદ્યાધર અધિષ્ઠિત થઇને રહેલો છે તે પણ કારણ છે.

૨૨૨. જ્ઞાની એવા તેમના પિતા ઘનરથે આંખના ઇશારાથી તે વાત તેને કહેવા જણાવ્યું ત્યારે મેઘરથે અંજલિ જોડીને વિસ્તાર પૂર્વક તે વાત કહેવાની શરૂઆત કરી.

૨૨૩. જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર શ્રેણીમાં સર્વદા વર્ણન કરવા લાયક સુવર્ણનાભ નામનું નગર હતું.

૨૨૪. તેજ નગરીમાં પર્વતના જેવો સ્થિર નીતિમાન ગરુડવેગ નામે વિદ્યાધર રાજા હતો. સૌભાગ્ય ગુણવાળી ધૃતિષેણિકા નામની તેમની પત્ની હતી.

૨૨૫. તે સ્ત્રીએ સ્વપ્નમાં મુખમાં પ્રવેશ કરતા ચંદ્ર સૂર્યને જોયા, તેનાથી અનુમાન કરાયેલા સ્વરૂપવાળા ને સમાન રૂપવાળા ચંદ્રતિલક ને સૂર્યતિલકનામના બે પુત્રોનો જન્મ આપ્યો.

૨૨૬-૨૭. એક દિવસ બન્ને યુવાનો વિદ્યા સિદ્ધ કરીને વિદ્યાધરો થયા, તે બન્ને ચંદ્રતિલક ને સૂર્યતિલક મેરૂ પર્વત ઉપર ગયા, ત્યાં શાશ્વત ચૈત્યમાં જઈ અરિહંતને નમી, જ્યાં સુવર્ણ-શિલા હતી ત્યાં ચંદ્ર કરતાં નિર્મલ ચંદનસાગર નામના ચારણ મુનિને જોયા. તેમને નમસ્કાર કરી મુનિનો ઉપદેશ સાંભળવા બેઠા.

૨૨૮. દેશના સાંભળ્યા બાદ સાવધાન થઇને મુનિને નમી અંજલી જોડી બોલ્યા. જ્ઞાન વિનાના અમારા જેવાઓ માટે તો સર્વજ્ઞ જેવા તમે અમારા પુણ્યે મળ્યા છો.

૨૨૯. હે દયાના સાગર! આપ પ્રસન્ન થાવ અને પ્રસન્ન થયેલા અમારા બન્નેના પૂર્વભવનું સ્વરૂપ કહો.

૨૩૦. મધુરવાણીથી મુનિવર બોલ્યા, હે મહાનુભાવ ધાતકી ખંડના મોટા દ્વીપમાં પૂર્વદિશામાં ઐરવત ક્ષેત્રમાં વજ્રપુર નામે નગર હતું.

૨૩૧. તે નગરનો માલીક ડરેલા શત્રુઓને અભય આપનાર અભયઘોષ નામનો રાજા હતો. તેની સુવર્ણ જેવી કાન્તિવાલી સ્વર્ણતિલકા નામે રાણી હતી.

૨૩૨. તે રાણીને દોષ વિનાના સ્વભાવિક તરુણપણાથી શોભતા બે પુત્ર હતા. તેમાં શ્રી વિજય મોટો પુત્ર હતો અને અત્યંત મનોહર વૈજયંત નામનો નાનો પુત્ર હતો.

૨૩૩. કવિઓથી વર્ણન કરાયેલ તેજ ક્ષેત્રમાં સુવર્ણપુર નામનું નગર હતું. તેમાં શુદ્ધ હૃદયવાળો શંખ નામનો રાજા હતો.

૨૩૪. તેને ક્ષમા ગુણમાં જાણે પૃથ્વી જ ન હોય તેવી પૃથ્વીદેવી નામની રાણી હતી અને તેને માલાના સ્વપ્ન પૂર્વક જન્મ પામેલી પૃથ્વીસેના નામની પુત્રી થઈ.

૨૩૫. હંમેશાં કલાઓના અભ્યાસને કરતી અનુક્રમે યૌવનને પામી, આને માટે બીજા વર યોગ્ય નથી એમ માની શંખરાજાએ અભયઘોષ રાજાને આપી.

૨૩૬. તે અભયઘોષ તેની સાથે પ્રીતિપૂર્વક ક્રીડા કરતો ચિત્તમાં વિવેક ધારણ કરતો હતો યોગ્યની કોણ ઉપેક્ષા કરે?.

૨૩૭. એક વખત હાથમાં મલ્લી કુસુમને રાખીને ચારે બાજુ સુગંધને ફેલાવતી કોઈ હોંશિયાર સુમુખી દાસી રાજાની પાસે ગઈ.

૨૩૮-૩૯. દાસીને જોઈ બુદ્ધિપરાયણ પટરાણી બોલી હે પ્રાણેશ! વસન્તકાલથી વિકસિત સર્વઋતુ નામે વન છે. તો હે નાથ! વગર વિલંબે તે વનને જોવા માટે જવું જોઇએ. કારણ કે મોટાઓનો દૃષ્ટિપાતજ શું વનને વિકાસ કરનારો નથી થતો? થાય છે જ.

૨૪૦. અને તેજ વખતે હાથમાં પુષ્પોને ધારણ કરતી પોતાના સુગંધથી દિશાઓમાં પણ સુગંધ ફેલાવતી તે શંખરાજાની પુત્રી પૃથ્વીસેના પતિ પાસે આવી.

૨૪૧. તે પુષ્પોને રાજા હાથમાં લઈ ખુશી થયો અને તે બન્ને પ્રિયા સાથે રાજા અભયઘોષ ઉદ્યાનની શોભા જોવા માટે નીકળ્યો.

૨૪૨. પતિની આજ્ઞાથી વન જોવા માટે ઇચ્છા પ્રમાણે ફરતી પૃથ્વીસેનાએ લોકપૂજ્ય દંત-મથન નામના મુનિરાજને જોયા.

૨૪૩. અને ઘણાજ હર્ષથી વિજ્ઞાન રૂપી મોતીના સમુદ્ર જેવા મુનિને નમસ્કાર કરી તેમની દેશના સાંભલી પરમાર્થનો બોધ પામી પતિની આજ્ઞા મેળવી દીક્ષા લીધી

૨૪૪. ચંદ્ર જેવો સૌમ્ય રાજા પણ પોતાના ચિતમાં તેના જન્મને સફલ માનતો પુણ્યોદય થવાથી પોતાને પણ બહુમાન આપતો રાજા જનતા સાથે પોતાના મહેલમાં આવ્યો.

૨૪૫. હવે એક વખત રાજા અભયઘોષે મહેલના ઝરૂખામાં બેઠો હતો ત્યારે ભાગ્યયોગે ચાર જ્ઞાનના ધારક અનંતપ્રભુને દ્વારમાં પ્રવેશ કરતા જોયા.

૨૪૬. મહેલ ઉપરથી ઉતરી રાજાએ જલ્દી ભગવાનના ચરણમાં નમસ્કાર કર્યો. ભગવાને ભક્તિ પૂર્વક તેણે વહોરાવેલા ભોજન અને પાણીથી પારણું કર્યું.

૨૪૭. આનંદિત ચિત્તવાળા થયેલા દેવોએ પણ પાંચ દિવ્ય પ્રગટ કર્યા તરતજ અનંતપ્રભુ અન્યત્ર વિહારી કરી ગયા. ભગવાનનું એક જગ્યાએ વસવું એ તો આશ્ચર્ય કારક ઘટના ગણાય છે.

૨૪૮. અનંત જ્ઞાનથી જેમણે આપ્ત ભાવ પ્રાપ્ત કર્યો છે એવા અનંત પ્રભુએ પોતાના ચરણોથી પૃથ્વીને પાવન કરતા વજ્રપુરના ઉદ્યાનમાં સમોસર્યા.

૨૪૯. વનપાલકો પાસેથી અભયઘોષ રાજાએ અનંતતીર્થંકર પ્રભુ પધાર્યા છે એમ સાંભલી તેમની પાસે જઈ ચરણમાં નમી શક્રેન્દ્ર પાસે બેસી દેશના સાંભળી.

૨૫૦. ઉપદેશ પુરો થયા બાદ નમસ્કાર કરી રાજાએ કહ્યું ખરેખર આજે આપે આપના ચરણ-કમલથી અમને પવિત્ર કર્યા છે.

૨૫૧. સૂર્ય, ચંદ્ર ને મેઘની ઉત્પત્તિ જગતને આનંદ આપનારી છે પણ તેના કરતાં આપની સમતા વધુ આનંદ આપે છે અને ઇચ્છિતોને પૂર્ણ કરે છે

૨૫૨. હે પુણ્ય પવિત્ર જિનેશ! અન્યાયને નાશ કરવામાં હાથી સમાન મારા પુત્રને રાજ્ય ઉપર સ્થાપીને હું આવું ત્યાંસુધી આપ અહિયાં રહી પૃથ્વીને પાવન કરો.

૨૫૩. હે રાજન્! ઘરે જઈને પ્રમાદ ન કરશો આ પ્રમાણેની તેમની વાણીનો આદર કરતો રાજા મહેલમાં ગયો અને પોતાના બંને પુત્રોને બોલાવીને કહ્યું

૨૫૪. અતિસત્વશીલ હે વત્સ વિજય! વંશ પરંપરાથી આવતા આ રાજ્યને તું ધારણ કર અને તેજમાં જયંત સરખા હે જયંત! તું વિજય રાજાનું યુવરાજપણું સ્વીકાર કર.

૨૫૫. હે બંને વત્સો! સંસારના દુઃખોથી ભય પામતો હું અનંત તીર્થંકર ભગવાનના ચરણ કમલમા દીક્ષા લઈ તપ તપી કર્મોને જીતીને દેવ થઇશ,

૨૫૬. તે બન્ને પુત્રોએ હાથ જોડીને કહ્યું કે હે પિતાજી ! જો આ દીક્ષા તમને કલ્યાણ કારી થાય તો અમારા બે માટે કેમ ના થાય ! પ્રાયઃ પુત્રો પિતાનેજ અનુસરનારા હોય છે.

૨૫૭. હે પિતાજી તમારી રહેવાની ઇચ્છા ન હોવાથી અમે બંને માનીએ છીએ કે રાજ્યમાં સુખ નથી. જો ત્રિશાલી વેલડીનું ફલ મીઠું જ હોય તો ગોપાલના બાલકો શું છોડી દેત ખરા ?

૨૫૮. હે પિતાજી ! દીક્ષાનું સુખ જો આપને ઇષ્ટ છે તો અમને બંનેને કેમ ઇષ્ટ ન હોય ? પાકેલાં કેળાના રસને શું હોશિયાર માણસ જ જાણે છે ? બાલક શું નથી જાણતો ? બાલક પણ જાણેજ છે.

૨૫૯. તેથી અમારે બંનેને દીક્ષા સ્વીકારવા યોગ્ય જ છે. અમને તો તેનાં બે ફળ છે તે આ પ્રમાણેઃ આ લોકમાં આપની સેવા અને અંતે મોક્ષફલની પ્રાપ્તિ થશે.

૨૬૦. તે પુત્રોનું વચન સાંભળી હૃદયમાં વિચારી રાજા બોલ્યો. હે પુત્રો ! યુવાનીમાં તમે કોમલ અંગવાળા હોવાથી તમો બન્ને માટે દીક્ષા દુષ્કર છે.

૨૬૧. દીક્ષા તપથીજ સફલ થાય પણ કોમલ અંગોપાંગવાળા તમે બંને તપ કરવા સમર્થ નથી.

૨૬૨. બાલ્યાવસ્થામાં ભણવું જોઈએ, ને યુવા અવસ્થામાં અર્થ કામની ચીંતા કરવી ને પછીથી વૃદ્ધાવસ્થામાં તપસ્યા કરવી જોઈએ. આ ક્રમ કલ્યાણકારી છે.

૨૬૩. પોતાના પિતાની આ વાત સાંભળી પુત્રો બોલ્યા. રે પિતાજી ! આ તમારી કહેલી વાત સ્થાને વ્યાજબી છે પણ તે તો પ્રસન્ન થઈ ધર્મરાજા અમને અમર બનાવે તો ને ? નહિતર દીક્ષા કલ્યાણકારી છે.

૨૬૪. હે પિતાજી ! સ્વતંત્ર હોવાથી યમરાજે કોઇને અભયદાન આપ્યું નથી, આપશે નહિ ! તેણે અભયદાન આપ્યું હોય એવી વાત આંખે દેખી નથી ને કાને સાંભળી પણ નથી.

૨૬૫. હે મહાપ્રતાપી પિતાજી ! તો હવે અમે બંને દીક્ષા લઈએ તેવી આજ્ઞા આપો. ધર્મ પ્રવૃત્તિમાં મહાપુરુષો ઉત્સાહ આપનાર થાય છે. અટકાવતા નથી.

૨૬૬. વિધિના જાણકાર રાજાએ તે બંનેનો વ્રત લેવાનો આગ્રહ જાણી તે વખતે કુટુંબના કોઈ બાલકને રાજ્ય આપ્યું.

૨૬૭. તે રાજા બન્ને પુત્રો સહિત અનંત તીર્થંકર પાસે ગયા અને અસાર સંસારમાંથી નીકળી દીક્ષા ગ્રહણ કરી.

૨૬૮. દીક્ષિત થયેલા તે બંને મુનિઓ સાથે બંને જાતની શિક્ષાને ગ્રહણ કરતા અભયઘોષ મહર્ષિએ પુણ્યબલથી વીશ સ્થાનક તપની આરાધના રૂપી ભાવ ધનથી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું.

૨૬૯. લાંબા કાલ સુધી ઘણું તપ કરી અંતે સમાધિ પૂર્વક મરીને તે ત્રણેય બારમા દેવલોકમાં સમૃદ્ધ દેવપણે ઉત્પન્ન થયા.

૨૭૦. આ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહમાં સમૃદ્ધ શ્રી પુષ્કલવિજયમાં પુંડરિકીણી નામની નગરી છે.

૨૭૧. તે નગરીનો હેમાંગદ નામનો રાજા હતો. શત્રુઓ નીતિપરાયણ તે રાજાને જોઈ લજ્જિત થઈ વનવાસ સેવતા હતા.

૨૭૨. તે રાજાની પત્ની વજ્રમાલાની કુક્ષિમાં અભયઘોષનો જીવ બારમાં દેવલોકથી ચ્યવી ઉત્પન્ન થયો.

૨૭૩. તેણીએ ચૌદ મહાસ્વપ્નોથી સૂચિત તીર્થંકર પુત્રનો જન્મ આપ્યો. પૂર્વ દિશા સૂર્યને જન્મ આપે છે તેમ.

૨૭૪. બહુ રથાદિ સામગ્રી વડે સર્વ પૃથ્વીના રાજાને જીતશે માટે પિતાએ તે પુણ્યાત્માનું નામ ધનરથ રાખ્યું.

૨૭૫. હીન ધનવાલા રાજાઓ જેની સહાય વડે પાછા પૂર્ણ થાય છે. મિત્રો અને ભાઈઓરૂપી જગતમાં દ્વેષને દૂર અને ઓછો કરતો બન્ને રીતે હમણા તે પૃથ્વીનુ પાલન કરે છે.

૨૭૬. ત્યાંથી ચ્યવી તમે બન્ને વૈજ્યંત અને વિજય નામે વિદ્યાધર થયા. એમ બોલી ચારણ મુનિ મૌન રહ્યા. તે બન્ને કુતૂહલને વશથઈ શ્રુતજ્ઞાની પૂર્વ જન્મના પિતા તમને જોવા માટે અહિ આવ્યા છે અને તમે કુકડાના શરીરમાં પ્રવેશ કર્યો છે.

૨૭૭. તે બંને વિદ્યાધર અહીંથી નીકળી ભોગવર્ધન ગુરુ પાસે દીક્ષા લઈ કેવળી થઈ મોક્ષ જશે આ પ્રમાણે પોતાનું ચરિત્ર સાંભળી પોતે પ્રગટ થઈ પુત્ર તરીકે પોતાને માનતા પિતાને નમસ્કાર કરી પોતાના સ્થાનમાં ગયા.

૨૭૮. તે બંને કુકડાઓ પણ આ પ્રમાણે સાંભળીને વૈરાગી બની ચિંતવવા લાગ્યા કે દુઃખથી ભરપૂર આ સંસારને ધિક્કાર છે અને આપણે ખરેખર દેવી સમાન મનુષ્યભવ પામીને પણ આર્તધ્યાન રૂપી કુકર્મથી બંને મનુષ્યપણું હમેશ માટે હારી ગયા.

૨૭૯. આવું વિચારી તે બંને કુકડાઓએ રાજાને કહ્યું. અમારા ઉપર અનુગ્રહ કરીને આદેશ કરો કે અમારા બંનેનું હિત કેવી રીતે થાય. જ્ઞાની પુરુષ ધનરથ બોલ્યા કે કેવલીએ કરેલો ધર્મ તમે પાલન કરો

૨૮૦. આ પ્રમાણે ધનરથે કરેલા ઉપદેશને સ્વીકારી તે બે કુકડા અણસણ કરી કેટલાક દિવસે મૃત્યુ પામ્યા મરીને ભૂતરત્નઅટવીમાં સ્વર્ણચૂલ તામ્રચૂલ નામે તે બન્ને ઐશ્વર્ય યુક્ત વ્યંતર જાતિના દેવ થયા.

૨૮૧. અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણી મોટું વિમાન બનાવી. વિનયી તે બે દેવ પરોપકારી રાજાઓના મુગટ સમાન શ્રી મેઘરથને શીઘ્ર નમી કહ્યું. હે દેવ ! તમારી પ્રસન્નતાથી અમે બે દેવ થયા છીએ.

૨૮૨. મહાભયંકર નરકમાં જે અમે બન્ને ફેંકાઈ ગયેલા હતા તે અમારા બંનેનો દયારૂપી અમૃત સાગર સરખા શોભતા હે સ્વામિ ! તમે ઉજ્જવલ વાણી સ્વરૂપ ગુણથી ઉદ્ધાર કર્યો.

૨૮૩. તો હે સ્વામિ ! હવે લબ્ધિરૂપ શક્તિવાળા અમારા આ વિમાનમાં બેસી આપે પહેલા જ્ઞાનથી જોયેલા આ જગતને સાક્ષાત્ જુઓ. આ પ્રમાણે અંજલી જોડી તે બંનેથી પ્રાર્થના કરાયેલા શ્રી મેઘરથ પરિવાર યુક્ત દેદીપ્યમાન કાન્તિવાલા વિમાનમાં બેઠા.

૨૮૪. ત્યાર પછી દેદીપ્યમાન મણિઓથી પ્રકાશ ફેંકતું તે વિમાન આકાશમાં ઉડ્યું. ત્યારે તે બંને દેવ મનોહર દ્વીપો, ક્ષેત્રો, સમુદ્રો, પર્વતો, નદીઓ, મેરુપર્વત, મેરુશિખર, વૈતાઢ્ય પર્વત અને તેમાં રહેલા શાશ્વતા જિનમંદિરોને આંગલીપૂર્વક આને જુઓ એમ કહેવા લાગ્યા.

૨૮૫. અને બીજા પણ ચિત્તને આશ્ચર્ય પમાડે એવાં અનેક સંખ્યામાં પ્રસિદ્ધ ચૈત્યો બતાવી બતાવીને પોતાની નગરીમાં લાવીને ભુવનમાં મૂકીને તેમને ખૂબ નમીને રત્નોનો સમૂહ વરસાવીને સ્તુતિ કરતા તે બંને દેવો પોતાના સ્થાને ગયા.

૨૮૬–૭ હવે એક વખત ઘનરથ રાજા પાસે લોકાંતિક દેવો આવી ભક્તિપૂર્વક નમી આજ્ઞાધારી દેવોએ વિનતિ કરી કે હે સ્વામિ ! તીર્થ પ્રવર્તાવો, દીક્ષાકાલ થયો જાણી મેઘરથ પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરી અને બીજા પુત્રને યુવરાજપણે થાપી. વાર્ષિક દાન આપી બન્ને પુત્રોને શિખામણ આપી જગતનું ભલું કરનાર ભગવાને દીક્ષા ગ્રહણ કરી. કેટલાક દિવસ છદ્મસ્થપણામાં તીવ્ર તપ તપી ઘાતિ કર્મોનો નાશ કરી કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા. ૨૮૬-૨૮૭

૨૮૮. નાનાભાઇના સહકારપૂર્વક રાજ્યનું પાલન કરતા મેઘરથ રાજા એક વખત નોકરના આગ્રહથી પરિવાર સહિત–ક્રીડા કરવા માટે દેવરમણ ઉદ્યાનમાં રાણી સાથે ગયા. અને અશોકવૃક્ષ નીચે સંગીત પૂર્વકનુ નાટક કરાવ્યું.

૨૮૯. તે નાટકના સમયમાં મેઘરથ આગલ લાખોથી અધિક ભૂતોએ પ્રગટ થઈ નાના પ્રકારના અભિનયો સાથે સંગીત શરૂ કર્યું, જાણે સેવકપણે પ્રાર્થના કરતા શેષનાગે વિષ્ણુને જોવા બે હજાર આંખો ને સ્તુતિ કરવા બે હજાર જીભો જ ન બનાવી હોય.

૨૯૦. તે ભૂતોએ રાજાની પ્રીતિ માટે વિવિધ નાચ ને વિવિધ ગાયનો કર્યા અને તેની મધ્યે એક વિમાન પ્રગટ થયું જેમાં મનોહર આકૃતિવાલો સ્ત્રી સહિત પુરુષ જોવામાં આવ્યો. જાણે ઈન્દ્રાણી સહિત ઈન્દ્ર જ ન હોય

૨૯૧. નજદીકમાં બેઠેલી પ્રિયમિત્રા મહારાણી બોલી હે દેવ ! આ પુરુષ કોણ છે? ને આ સ્ત્રી કોણ છે? અને તેઓ કયાંથી આવ્યા છે? ત્યારે રાજાએ કહ્યું કે હે પ્રિયા ! ભરતક્ષેત્રના વૈતાઢયપર્વતમાં ઉત્તર શ્રેણિની મહાન આભૂષણ સમાન અલકા નામની નગરી છે.

૨૯૨. તે નગરીનું વિદ્યુતરથ રાજા પાલન કરતો હતો. તેની સુંદર સ્વભાવવાલી માનસવેજિકા નામે પત્ની હતી. માતાએ સ્વપ્નમાં સિંહ જોડેલો રથ જોવાથી જેતું નામ સિંહરથ પાડવામાં આવ્યું. તે સિંહરથ નામનો તે બંનેને કામદેવ સરખો પુત્ર થયો.

૨૯૩. યુવાનીને પામેલો તે સિંહરથ વેગવતી નામની કન્યાને પરણ્યો અને યુવરાજપણાની લક્ષ્મીરૂપ તેની સાથે પર્વત, વાવડી, નદી આદિ સ્થાનોમાં કામદેવની જેમ ક્રીડા કરવા લાગ્યો. વિદ્વાનો કહે છે કે ક્રીડા એ યુવાનીનું ફલ છે.

૨૯૪. હવે એક વખત સકલ સંસાર અસાર જાણી પોતાના પુત્ર સિંહરથને રાજ્ય આપી વન્ધ સુગુરુનાં ચરણ કમલમાં દીક્ષા લઈ લાંબાકાળ સુધી ચારિત્ર પાલન કરી અંતે મોક્ષે ગયા.

૨૯૫. સિંહરથ રાજા પણ પોતાના બલવડે સકલ વિદ્યાધરને જીતી ચક્રવર્તીની શોભાને પામ્યો. જેનો પ્રતાપ જાગૃત થવાથી પલાયન કરીને શૂન્ય આકાશમાં રહેલા અને વાદળામાં છુપાઈ ગયેલા સૂર્યમાં સ્થિર થઈ ગયો.

૨૯૬. હવે એક દિવસ તે રાજા રાત્રીમાં જાગી જતાં વિચારવા લાગ્યો કે મારો જન્મ શેલડીના પુષ્પની જેમ નકામો ગયો. કારણકે મેં કોઈ આચાર્ય, જિનેશ્વર કે કેવલી કોઈનાય કયારેય પણ દર્શન કર્યા નહિ. હું તો ખરેખર મહાપ્રમાદ રૂપી સમુદ્રમાં રહેલા મત્સ્ય જેવો થઈ ગયો.

૨૯૭-૮ હજુ પણ ભાવથી જિનેશ્વર ભગવંતને નમસ્કાર કરી આત્માને સફલ કરું. યુદ્ધમાંથી નાશી જઈ ફરી આવીને લડે તે પણ શું ભડ ન કહેવાય? એમ વિચારી ધાતકીખંડના પશ્ચિમ મહાવિદેહમાં લક્ષ્મીસંપન્ન સત્ર નામના વિજયમાં-સીતોદા નદીની ઉત્તર દિશામાં ખડ્ગપુર નામના નગરમાં પોતાની પત્ની સાથે જઈને અતિવાહન જિનને ભક્તિપૂર્વક વંદના-ફરી અમૃત જેવી કલ્યાણકારી દેશના સાંભળી ફરી વંદના કરી પોતાની નગરી તરફ ગયો. ૨૯૭-૨૯૮

૨૯૯. હે પ્રિયમિત્રા! આજે એ અત્યંત વેગપૂર્વક જતો હતો ત્યારે અભિમાનથી જેમ વિનય ચાલ્યો જાય ને વિવાદથી જેમ સજ્જનતા ચાલી જાય. તેમ આતુ વિમાન અટકી ગયું. એ કેમ અટકી ગયું? એ જાણવા માટે જ્યાં નીચે દ્રષ્ટિ ગઈ તેટલામાં અહિ રહેલા મને (મેઘરથને) તેણે જોયો.

૩૦૦. હે ચકોરાક્ષિ! મને ફેંકવાને માટે સિંહરથ ક્રોધિત થઈને આવ્યો. મેં તેને ડાબા હાથથી અટકાવ્યો. અને તે રોવા લાગ્યો. પોતાના પતિને રડતો જોઈ ભયથી આ એની પ્રિયા જલ્દી મારે શરણે આવી, અથવા અબલાઓ બીજું કરે પણ શું?

૩૦૧. મેઘરથ બોલ્યો કે હે સુભગે ! કરુણાથી જ્યારે મેં છોડયો ત્યારે મારી શકિતને જાણતા સિંહરથે મારી આગળ આ ભૂત-પ્રેતો વિકુર્વ્યાં. અને સંગીતકલામાં કુશલ એવા તેણે સંગીત રચ્યું. અભયદાન મલવાથી જીવો કઈ કઈ જાતની ભકિત નથી કરતા ! બધીજ કરે છે.

૩૦૨. ત્યારે પ્રિયમિત્રા બોલી કે હે પ્રાણેશ્વર ! પૂર્વજન્મમાં આપણે સુકૃત શું કર્યું ! જેથી આવો શકિતશાલી થયો. રાજાએ કહ્યું કે પુષ્કરવર નામના દ્વીપમા પૂર્વક્ષેત્રમાં સંખન નામનું સમૃદ્ધિશાલી નગર હતું.

૩૦૩. તેમાં નીતિમાં ચુડામણી સરખો ગુપ્ત નામનો પ્રસિદ્ધ રાજા હતો અને ત્યાંજ મહાદરિદ્ર એક કુલપુત્ર હતો. નોકરી કરીને રોજ પોતાનો નિર્વાહ કરતો હતો અને તેની સ્ત્રી નામે સંખિકા બીજાના ઘરે કામ કરતી હતી.

૩૦૪. હવે એક વખત સંખિકા અને, કુલપુત્ર બન્ને ફલો લાવવા માટે શાલવૃક્ષોથી શોધતા સંઘપર્વત ઉપર ગયા, ત્યાં ધર્મોપદેશ આપતા ત્રણ ગુપ્તિથી ગુપ્ત એવા સર્વગુપ્ત નામના મુનિને જોયા.

૩૦૫. તે બન્ને જણા વિદ્યાધરોમાં શ્રેષ્ઠ એવા મુનિરાજને વંદના કરી. હર્ષથી તેમની આગળ પૃથ્વીપીઠ ઉપર બેઠા ને સમતા ધારક મુનિએ આર્હતધર્મનો શુદ્ધ ઉપદેશ આપ્યો. મહાત્માઓને ગરીબ કે ધનિક બધા સરખાજ હોય છે.

૩૦૬. દેશના બાદ બન્ને જણા બોલ્યા અમારૂં આવવું, અમારો જન્મ ને અમારૂં જીવન આપના દર્શનથી સફલ થયા. જો કે ઉપકાર કરવામાં આપ સ્વયંકુશલ છો છતાં અમારી પ્રાર્થના છે કે દુઃખનો નાશ કરવા માટે હે મુનિ ! અમને સુંદર તપ દેખાડો.

૩૦૭. શ્રી સર્વગુપ્ત મુનિએ તે બન્નેને યોગ્ય બત્રીશ પદવાળો કલ્યાણકારી તપ બતાવ્યો અને અમે બન્ને જણા તેનો સ્વીકાર કરી ઘરે આવ્યા ને ભાવથી બત્રીશ ચતુર્થ ભકત અને બે એઠ્ઠમનો તપ કર્યો.

૩૦૮. તપના પારણે જ્યારે બારણે જોયું ત્યારે ધૈર્યવંત એવા ધૃતિધર નામના મુનિ ઘરે પધાર્યા. પુણ્યસમૂહરૂપ મુનિને જોઈ હર્ષપૂર્વક શુદ્ધ આહાર પાણી આપ્યાં. ધર્મલાભ આપી મુનિ ગયા બાદ શેષ આહારને અમૃત માની પારણુ કર્યું.

૩૦૯. ભયરહિત સર્વગુપ્ત ગુરુ ગ્રામાનુગ્રામ વીચરતાં તે બન્નેના પુણ્યની વિશાલ દોરીથી ખેંચાઈને ઘણા ટાઈમે પોતાને ગામ આવ્યા, અને તે બન્નેએ સામે જઈ નમસ્કાર કરી ભકિતપૂર્વક દેશના સાંભલી વૈરાગ્યની વૃદ્ધિ થતાં પાપને છેદનારી દીક્ષા ગ્રહણ કરી.

૩૧૦. આયંબીલનો વર્ધમાન તપ કરી ગીતાર્થ બની ગુરુના ઉપદેશથી શુદ્ધ તપ કરી અંતે અણસણ કરી તે પુન્યાત્મા પાંચમા દેવલોકમાં દસ સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા.

૩૧૧. તે સંખિકાનો જીવ પણ શુદ્ધ તપ કરી પાંચમાં દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. દશ સાગરોપમનું આયુષ્ય ભોગવી સુંદર રૂપવાળી તેની સ્ત્રી થઈ.

૩૧૨. આ બંને પોતાના નગરમાં જઈ પુત્રને રાજ્ય ઉપર થાપી તે મારા પિતાની પાસે સંસારને છેદનારી દીક્ષા લેશે. અને તીવ્ર તપ તપી દુષ્ટ કર્મોને હણી શ્રેષ્ઠ જ્ઞાન મેળવી આભવમાં સનાતન સુખવાળું મોક્ષ સ્થાન મેળવશે.

૩૧૩. મેઘરથે કહેલી વૈરાગ્યને પોષનારી વાણી સાંભળી સિંહરથ પોતાના નગરમાં જઈ પુત્ર મેઘરથને રાજ્યમાં સ્થાપન કરી ધનરથ નામના જિનેશ્વર પાસે દીક્ષા ગ્રહણ કરી મમતા રહિત ઉત્તમ તપ કરી સ્વર્ગલોકને પામ્યો.

૩૧૪. તે ઉદ્યાનમાં પ્રિયમિત્રા સાથે રાજા મેઘરથ વસંતઋતુની અનેક ક્રીડાઓ કરી સંગીતમાં આસકત મનવાળા રાજાઓ સાથે કલ્યાણકારી પ્રસિદ્ધ માર્ગે પોતાની નગરીમાં આવ્યો.

૩૧૫. પૂર્વે લખાઇ ગયો છે. ત્યાંથી જોઇ લેવો.
ઇતિ શ્રી શાંતિનાથ ચરિત્રના ૧૧ મા સર્ગનું સંપૂર્ણ ભાષાંતર થયુ.

---

# સર્ગ ૧૨ મો

૧. સકલ મુનિમંડલના સ્વામી બલવાન કામના તાપને હણનારા હરણના લાંછનવાળા શ્રી શાંતિનાથ ભગવાન હંમેશાં ભાગ્યશાલી એવા તમારા આનંદ માટે થાઓ.

૨. એક દિવસ તે મેઘરથ રાજા મહેલના ભાગમાં રહેલી પૌષધશાલામાં પૌષધ લઈ બુદ્ધિમાન રાજાઓની આગળ શ્રેષ્ટ ધર્મનો ઉપદેશ આપતા હતા.

૩. ઉપદેશ વખતે રાજાની આગળ કોઈ અજાણ્યા સ્થાનમાંથી ભયથી કંપતું પારેવું તેમના ખોળામાં આવી પડયું અને મનુષ્ય ભાષામાં બોલ્યું કે હે જગતના અધિપતિ મારૂ રક્ષણ કરો.

૪. હે વિહંગમ ! તું ભય છોડી દે. પોતાના માળાની જેમ આ સ્થાનને માની અહિ રહે. કૃપાસાગર મેઘરથના કહેવાથી તે આશ્વાસન પામ્યું.

૫. આ અમારૂં ભક્ષ્ય છે. તેને તમે છોડી દ્યો. એમ બોલતો બાજ પક્ષી તેના પગલે પગલે પાછળ પાછળ આવ્યો.

૬ રાજા બોલ્યો હે બાજ ! હું તને આ કબુતર કેમ આપું ! ક્ષત્રિઓ શરણે આવેલાને વધ માટે આપતા જ નથી.

૭. હે પક્ષિ ! તું બીજા પ્રાણીઓને મારી તેના માંસથી પોતાનું પોષણ કરે છે. તે તારા માટે યોગ્ય નથી કારણ કે એવું કરનારાને નીતિમાન્ નિંદે છે.

૮ આ પક્ષી વિનાશ પામીને કદાચ તારૂં ભક્ષણ બને તો પણ તારી ક્ષણિક તૃપ્તિ થશે. જ્યારે આ બિચારા પક્ષીનો જન્મારો ખલાસ થઈ જશે.

૯. હે પક્ષિ ! આનું માંસ ખાવાથી પણ તારો પ્રાણ કાયમી તો થશે જ નહિ, જ્યારે તું નિશ્ચે આવાં ખરાબ કર્મ કરવાથી મહાદુઃખને પામીશ.

૧૦. અપરાધ રહિત જીવોનો નાશ કરવો તેમજ જંગલી પશુપંખીઓનું માંસ ભક્ષણ કરવું એ બન્ને નરકમાં જવા માટે ભાતા સમાન છે, એમ જગતમાં પંડિતશિરોમણિઓએ કહ્યું છે.

૧૧. પોતાનું એક પીછુ ખેંચવાથી પણ ઘણી વેદના થાય છે, તેમ બીજાનો તું કેમ વિચાર કરતો નથી પોતાનું અનુભવ જ્ઞાન એજ લોકોત્તર પ્રમાણ છે

૧૨. આ શરીર શરદ ઋતુના મેઘ જેવું નશ્વર અને બલ વિજળીના પ્રકાશની જેમ ચપલ છે, તો આ લોક ને પરલોકના સુખને ઇચ્છનાર એવો કોણ હોય કે જે જીવોનો વધ કરે !

૧૩. હે પક્ષિ ! જીવોની હિંસા તથા માંસ ભક્ષણ છોડીને દયાળુ થા કે જેથી ફરી ફરી તિર્યંચ યોનિ આવેજ નહિ.

૧૪. રાજાનું વચન ધારણ કરી શ્યેન પક્ષી બોલ્યો : તમારી વાત સાચી છે. કારણ કે શરણ રહિત આ કબુતર તમારે શરણે આવ્યું છે.

૧૫. પરંતુ હે રાજન ! ભૂખથી પીડાતો હું કોને શરણે જાઉં ? કોઈ એક જગ્યાએ અનુગ્રહ કરવામાં મહાન પુરુષોની મોટાઈ શું નહિ હણાતી હોય ? હણાઈજ જાય

૧૬. આશ્ચર્યકારક તો એ છે કે આનું જો તું રક્ષણ કરવાનો પ્રયત્ન કરે છે તો મારૂં પણ રક્ષણ કેમ કરતો નથી. ભયથી ડરતા પારેવાનું રક્ષણ એ જો ધર્મ હોય તો ભૂખથી દુઃખી થતા મારૂં રક્ષણ કરવું એ પણ ધર્મ છે.

૧૭ સ્વસ્થ પ્રાણીઓનેજ પુણ્ય પાપનો વિવેક હોય છે. પરંતુ ભૂખ્યા પ્રાણીઓ તો પંડિત હોય કે પુણ્યાત્મા હોય તો પણ શું વધાદિ અકાર્યને નથી કરતા ! કરે જ છે.

૧૮ તો હે પ્રભુ! આ પુણ્ય વડે સર્યું : અત્યારે તો મારો ભક્ષ્ય મને આપો. જ્ઞાની પુરુષોએ જગતમાં પુણ્યાત્મા પુરુષોની જ સમાનવૃત્તિતા જણાવી છે. (મારા જેવા માંસાહારીની નહિં)

૧૯. રાજા મેઘરથ બાજ પક્ષીનો દુરાગ્રહ જોઈ બોલ્યો હે બાજ ! શાસ્ત્રના ઉપદેશથી ને જ્ઞાનથી પોતાના હૃદયને તું દયાળુ બનાવ.

૨૦. હે બાજ ! આ કબુતરના બદલામાં હું મારૂં માંસ અર્પણ કરવા સમર્થ છું પણ દયાના ફેલાવાથીજ કીર્તિ પ્રાપ્ત કરનાર હું આ શરણે આવેલા પારેવાને આપીશ જ નહિ.

૨૧ રાજાના કહેવાથી ખુશ થયેલો બાજ પક્ષી માની ગયો રાજાએ પણ તાજવામાં એક બાજુ પારેવાને ને બીજી બાજુ પોતાના શરીરના માંસને તેના કરતાં અધિક મૂકવા માંડ્યું.

૨૨. રાજા છરીથી કાપીને શરીરના માંસને જેમ જેમ નાખે છે તેમ તેમ પારવું પણ વજનદાર બનતું જાય છે.

૨૩. ઘણા ભારવાળા પક્ષીને જોઈ રાજા પોતે પુણ્યબુદ્ધિએ લીધેલું વચન પાલવા માટે જેની સાથે તુલના ન થઈ શકે એવા તાજવામાં ચઢી ગયો.

૨૪. રાજા ત્રાજવામાં બેસી ગયો એમ લોક મુખે સાંભળી મુખ્ય મંત્રી વગેરે જલ્દી આવ્યા ને સુવર્ણ જેવી કાયાવાળા રાજાને કહેવા લાગ્યા.

૨૫. હે રાજન્ ! તમે જીવતાં છતાં જ બધા જીવે છે. જ્યાં સુધી દેહમાં આત્મા રહે છે ત્યા સુધી જ ઇન્દ્રિયોમાં પોતપોતાનો વ્યાપાર હોય છે.

૨૬. એક પંખીના શરીરનું પાલન કરતાં પ્રજાનું પાલન કરવામાં કુશલ પોતાના જીવનને કેમ ઇષ્ટ માનતા નથી ! કારણ કે આ પૃથ્વી પણ નીતિનિપુણ રાજાઓમાંજ રક્ત રહે છે.

૨૭. કપટ રૂપી નાટકનો રચનાર આ તે શું અસુર છે કે દેવ છે ? પ્રવાસ કરનારા કે અહિં વસનારા કોઈ પંખીનું આટલું વજન જોયું જ નથી.

૨૮. થોડા માટે ઘણું ગુમાવતો પુરુષ વિદ્વાનોમાં શ્રેષ્ઠ કીર્તિને પામતો નથી. આવું વિચારી પોતાના પ્રાણોને અર્પણ કરતાં અટકી જાવ એ સાર છે. એ સિવાય બીજું અસાર છે.

૨૯. આ આત્માનું પાલન કરતાં તમે અહિં સેકંડો પર ઉપકાર કરી શકશો! વળી જીવશો તો સારી રીતે પુણ્ય મેળવશો. હે પ્રભો! બુદ્ધિમાનો વડે નીતિ સર્વત્ર ઉલ્લંઘન કરાતી જ નથી.

૩૦. આમ હિતકારીજનો રાજાને નિશ્ચય પૂર્વક જલ્દી જલ્દી જણાવતા હતા. તેટલામાં રાજાની આગળ શાંત ને સરલ આકૃતિવાળો કોઈ દેવ પ્રગટ થયો.

૩૧. ત્યાર પછી નિર્મલ આમળા સરખા શ્રેષ્ઠ મોતીના હાર વડે શોભતા, કાન્તિથી અંધકારના સમૂહને નાશ કરતા દેવે પ્રેમપૂર્વક તે રાજાને કહ્યું.

૩૨. હે મિત્ર! તમારા અનંત ગુણોને જોઈ કણાદ મુનિએ પોતાના સિદ્ધાંતમાં ગુણમાં ગુણ રહેતો નથી. એ પોતાની મતિથી કહ્યું છે, તે ઠીક છે! અન્યથા અનંત ગુણ કેમ થાય?

૩૩. ખરેખર ઈશાન ઈન્દ્રે તમારૂ સાચું વર્ણન સભામાં કર્યું. જેથી ઈર્ષ્યાલુ એવો હું પ્રભાવશાલી તમારી પરીક્ષા કરવા માટે આવ્યો.

૩૪. પૂર્વભવના વૈરથી યુદ્ધ કરતા આ બે પક્ષીઓને જોઈ મે તેમાં પ્રવેશ કરીને સ્પષ્ટ ભાષાને બોલતાં સારી રીતે પરીક્ષા કરી.

૩૫. આ પ્રમાણે જણાવીને રાજાને જલ્દી સાજો કરીને તે દેવ સ્વર્ગે ગયો. ત્યાર પછી ગરુડની જેવી કાંતિવાળા નમ્ર રાજાઓ અને મંત્રીઓએ રાજાને પૂછ્યુ.

૩૬. હે મહારાજ! આ બન્ને પક્ષી કોણ છે? આ બન્નેના પૂર્વ જન્મમાં વૈરનું શું કારણ બન્યું છે? આ કપટી દેવ કોણ છે? અને તેનો પણ પૂર્વભવ કેવો હતો?

૩૭. રાજાએ કહ્યું – આ જંબૂદ્વીપના મુગુટ મણિ સરખા ઐરાવત ક્ષેત્રમાં મધુર ભાષી મનુષ્યો વાળું પદ્મિનીખંડ નામનુ નગર હતું.

૩૮. એ નગરમાં વેપાર કલામાં કુશળ ઉજ્જવલ કાન્તિના સાગર સમાન સાગરદત્ત નામનો વણિક રહેતો હતો લક્ષ્મી સરખી આકૃતિવાલી જયસેનિકા નામની તેની ગૃહિણી હતી.

૩૯. તે બંનેને નીતિવાળા અને વિનયવાળા ધન અને નંદન નામના બે પુત્રો હતા. એક વખત પિતાની અનુમતિ લઈને તે બંને પરદેશ જવા નીકળ્યા.

૪૦. ઘણું કરીયાણું લઈને તે બન્ને કેટલેક દિવસે ધનવાનોની મર્યાદારૂપ નાગપુર નગરમાં આવી પહોંચ્યા ને વેપારમાં નવીન મણિને મેળવ્યો.

૪૧. તે મણિને મેળવવાની બાબતમાં સંખિકા નદીના કીનારે તે બંને પરસ્પર લડયા ને પાણીમાં પડયા અને પડીને મરી ગયા.

૪૨. અરે રે ! શું લોભનો વિલાસ છે ? બંને સગાભાઈ તથા પ્રીતિવાળા હોવા છતાં એક પત્થરના ટુકડા સરખા મણીને મેળવવા માટે કરીને કજીઓ કરવા પૂર્વક નદીમાં પડી મરી ગયા.

૪૩. ત્યાંથી મરીને સંસારનું નાટક દેખાડનારા તે બંને વાણીયા પક્ષી થયા પૂર્વ જન્મના વિરોધના કારણે બંને વિરોધવાળા થયા અને મરણ પામ્યા.

૪૪. હવે આ બાજુ ગુણનો ભંડાર શુભાનગરીનો માલીક સ્તિમિત સાગર નામે હતો. તેના પુત્ર તરીકે હું આજથી પાંચમા ભવમાં થયો હતો.

૪૫. તે સમયે મારૂં નામ અપરાજિત હતું અને હું બલદેવની પદવીને ધારણ કરતો હતો. તે વખતે ગદાથી પર્વતોને ભેદતો દૃઢરથ નામે મારો નાનો ભાઈ વાસુદેવ હતો.

૪૬. વળી તે વખતે શત્રુઓને દમનાર હોવાથી દમિતારિ તરીકે પ્રસિદ્ધ પ્રતિવાસુદેવ હતો અને તે મારા ભાઈ વડે પ્રિયતમા તરીકે સ્વીકારાયેલ તેની પુત્રી કનકશ્રીને લીધે મરાયો.

૪૭-૪૮. નિકૃતિ નામની નદીના કીનારે સ્ફટિકાચલ પર્વતની પાસે દયા અને સમતાથી યુક્ત સોમભ તાપસના પુત્ર તરીકે ઉત્પન્ન થયો. અને બાલ તપ કરી મરણ પામ્યો અને સુરુપ નામથી પ્રસિદ્ધ બુદ્ધિમાન દેવ થયો.

૪૯. બીજા દેવલોકના ઇશાનેન્દ્રે કરેલાં મારાં વખાણને ઈર્ષ્યાથી સહન નહિ કરતો અને જેનો અજ્ઞાન રાશિ નાશ કરવા લાયક છે એવા તે દેવે મારી પરીક્ષા કરી.

૫૦. આ પ્રમાણે મેઘરથ રાજાએ કહેલો પૂર્વભવ જાણવાથી જાતિ સ્મરણ જ્ઞાન પામી સંસાર વૈરાગી બની પક્ષીઓમાં શ્રેષ્ઠ તે બંને પક્ષીઓ મૂર્છા પામીને પૃથ્વી ઉપર ઢળી પડ્યા

૫૧. મેઘરથના સેવકોએ ચંદનના પંખા વીંજવાથી અને શીતલ ઉપચાર કરવાથી બંને પક્ષીઓ સ્વસ્થ થયા અને વંદના કરીને આ પ્રમાણે બોલ્યા.

૫૨. હે રાજન્ ! પરોપકાર બુદ્ધિથી આપે અમારો પૂર્વભવ કહ્યો તો હવે તમેજ અમારે યોગ્ય પ્રતિપાદન કરીને અમારા બંનેનો નરકથી ઉદ્ધાર કરો.

૫૩. અવધિજ્ઞાનથી મેઘરથે બંને પક્ષીએ કહેલી વાત સાંભળી ફરી કહ્યું કે હે પક્ષીઓ ! સમસ્ત દોષોમાંથી મૂકાવનાર જૈનદર્શનનો આશ્રય કરો જૈન ધર્મ સ્વીકારો

૫૪. તેમના ઉપદેશથી બંને જણા અણસણ કરી સમાધિ મરણથી મરી ભુવનમાં દેવપણે ઉત્પન્ન થયા.

૫૫. તે રાજા પૌષધ પાળીને નીતિપૂર્વક રાજનું પાલન કરતો પક્ષીઓના વૃત્તાંતને સંભારતો કામથી અનાસક્ત થઈ રહેવા લાગ્યો.

૫૬. એક દિવસ સ્વામી અત્યંત નીબીડ કર્મો ખપાવવા માટે સ્થિર બની અષ્ટમ ભક્ત કરીને ત્રણ દિવસ પ્રતિમા ધ્યાને ઉભા રહ્યા.

૫૭. તે વખતે અંતઃપુરમાં દેવીઓની મધ્યમાં ઇશાન ઈન્દ્રે નમ્ર બની મેઘરથને મારો નમસ્કાર થાવો એમ કહીને વિશેષ નમ્ર બનીને નમસ્કાર કર્યો.

૫૮. ત્યારે ઇશાનેંદ્રની પ્રિયાઓમાં અગ્રમહિષી દેવી બોલી કે હે પ્રિય! તમે ઇંદ્ર હોવા છતાં પણ જાણે પાપથી હલકા હોય તેમ બની કોને નમસ્કાર કર્યો ?

૫૯. ઇંદ્રે હસતાં હસતાં કહ્યું કે ઘનરથ જિનેશ્વરના પુત્ર મેઘરથ રાજા અઠ્ઠમ તપ પૂર્વક પ્રતિમા ધ્યાનમાં સ્થિર રહ્યા છે.

૬૦. તે પુંડરીકગિરિ નામની નગરીમાં પ્રતિમા ધ્યાને રહેલા છે. અને અનુપમ એવા તે ભરતક્ષેત્રમાં સોલમા તીર્થંકર થશે. તેજસ્વી એવા તેમને આદરથી હું નમ્યો છું.

૬૧. જેમ મેરુ પર્વતને ચલાવવામાં પવન સમર્થ નથી. તેમ તેમને ધ્યાનથી. ચલિત કરવામાં અસુરો, રાજાઓ કે દેવો વગેરેમાંથી કોઈ સમર્થ થઈ શકે તેમ નથી.

૬૨. એમ કહેતાની સાથેજ ઇંદ્રની સુરૂપાને અતિરૂપા નામની બે પટરાણીઓ ઘનરથના મેઘરથની પરીક્ષા કરવા એકદમ ઘણીજ મનોહર ગતિથી ગઈ.

૬૩. સમૂહથી જીત થાય એમ માની પોતાની જેવી અનેક દેવીઓ વિકુર્વી અને ત્યાં આવીને સંપૂર્ણ કલાઓથી મેઘરથને ઉપદ્રવ કરવા લાગી.

૬૪. હે રાજન્! સાંભળો પુણ્યનાં બે ફ્લ છે. તે આ પ્રમાણે—આ લોકમાં રાજ્ય અને પરલોકમાં દેવાંગનાઓ. તે તમને મળ્યું છે તો તેવું સુખ તમે હાલમાં કેમ ઇચ્છતા નથી અને દુઃખ મેળવી રહ્યા છો.

૬૫. દેવલોક અને ઇંદ્રના સુખનું તો વર્ણન કરી શકાય તેવું નથી, તેમ તમે જાણો. આ પ્રમાણે કહીને કોઇક દેવાંગના તેમની વ્યવધાન વાળી હોવા છતાં દેખી શકાય તે રીતે રહી પોતાને દેખાડવા લાગી. ૬૪–૬૫

૬૬. જ્યારે બીજી કોઈ મદભર દેવાંગના કહેવા લાગી કે હે સોભાગી! શરીરના નાશનું કારણ તપ તું ત્યારેજ નિરાંતે આચરજે કે જ્યારે હું તારી પાસે ન હોઉં. હમણાં તો તું મારો ભોગવટો કર.

૬૭. વળી કોઇક દેવી એમ કહેવા લાવી કે—બ્રહ્માએ સુખના નિધાનનું યુગલ હોય તેમ તેમજ અમૃતના જાણે કુંડાંજ બનાવ્યાં હોય તેમ અમારા સ્તન યુગલને તું જો.

૬૮. વળી પોતાનું જાણે ઘરજ એટલે પોતાની સ્ત્રીજ હોય તેમ કોઇક સ્ત્રીએ કહ્યું કે મારું વચન સ્વીકારીને હે મહાશય! સ્પર્શ કરતાંની સાથેજ સુખ આપનારા મારા શરીરનો તું સ્પર્શ કર.

૬૯ હે નાથ! તમે અમને જવાબ કેમ આપતા નથી? ખરેખર મહાન પુરૂષોનું હૃદય દયા વાળું હોય છે. આ પ્રમાણે તે સ્ત્રી બોલી—મનુષ્યોમાં મણી જેવા મેઘરથ સ્ત્રીઓની જેમ ચંચલ થઈને કેમ બોલે?

૭૦. આ પ્રમાણે વિધવિધ વચનોથી સંપૂર્ણ રાત વીતાવીને હવે વધારે પરીક્ષા કરવાથી સર્યું. ત્યાર પછી તે રાજાને નિશ્ચલ સત્વશીલ જોઈ તેઓએ તેમને નમસ્કાર કર્યો. ગુણુવાન જ્ઞાનીની પૂજા નથી થતી શું? (બધેજ થાય છે.)

૭૧. અમે એકેએક કામના બાણ જેવી હતી–તેવી પણ અમોને આપે આપની અદ્ભૂત સુભટતાથી ત્રણ જગતમાં આશ્ચર્ય ભરી રીતે પરાજય આપ્યો.

૭૨. હે સત્વશીલ પુરુષ! અમારા ઇંદ્રે જેવું આપનુ વર્ણન કર્યું તેવા જ આપને સત્ત્વશાલી જોઇને અમે બધી આશ્ચર્યમગ્ન થઈ છીએ અને અત્યંત પ્રસન્નતાને પામી છીએ.

૭૩. વર્ણન કરવા લાયક મેઘરથનું વર્ણન કરી વિકુર્વેલ સ્ત્રીના વૈક્રિય શરીરને સંહરી લઈને ઇન્દ્રાણીઓ પોતાના વિમાનમાં ઇંદ્ર પાસે ગઈ.

૭૪. પૌષધયુક્ત તે મેઘરથ રાજાએ પ્રભાત થતાં પૌષધ પાર્યો અને રાત્રીમાં બનેલા ભાવને સ્મરણ કરતાં અધિક વૈરાગી બન્યા.

૭૫. પોતે અનુભવેલી રાત્રીએ બનેલી ઘટના મેઘરથ પાસેથી સાંભળતાં પ્રિયતમા સંસાર સુખથી અત્યંત વિરક્ત થઈ. પોતાની સ્ત્રીમાં થયેલો આ ફેરફાર પ્રિયતમને ગમ્યો.

૭૬. અંધકારનો નાશ કરવા સાથે સૂર્ય જેમ કમળોને વિકાસ કરે તેમ કર્મનો નાશ કરવા સાથે ભવ્ય જીવોને બોધ આપતા જિનપતિ એક વખત તે નગરીમાં સમોસર્યા.

૭૭. નિયુક્ત કરેલા પુરુષોએ આવીને મેઘરથ રાજાને જલ્દી જણાવ્યું કે હે નાથ! બહાર ઉદ્યાનમાં ઘનરથ જિનેશ્વર પધારેલા છે

૭૮. ૭૯ આ પ્રમાણે સાંભળી મેઘરથ રાજા પ્રમુદિત હૃદયવાળો બન્યો અને સિંહાસન ઉપરથી ઉતરી સાત આઠ ડગલા સામે જઈ પૃથ્વીમંડળ ઉપર મસ્તક નીચું નમાવી શક્રસ્તવ જેવા–મહાન કાવ્યોથી સ્તુતિ કરી. ત્રણ જગત જેમને નમ્યુ છે એવા શ્રી તીર્થંકર ભગવાનને ફરીથી ભક્તિપૂર્વક નમસ્કાર કરી તેજ પાછા પગલે જેની સરખામણી ના મળે તેવા મહાન્ રત્નોની કાન્તિના સમૂહથી ચળકતા અને તેમાં રહીને સેંકડો સત્કાર્યો કર્યાં છે એવા સિંહાસન ઉપર બેસી ખુશ થતા અને સ્ફૂર્તિવાળા રાજાએ સન્મુખ રહેલા પિતાના આગમનથી વધામણી. આપનારા પુરુષો તરફ જોઈ તેમની દરિદ્રતાને દૂર કરનાર અત્યંત ભેટણું આપી પોતાનું કલ્યાણ ઇચ્છતા રાજાએ વિસર્જન કર્યા.

૮૦. અર્થ પૂર્વ પ્રમાણે જાણવો. આ ભાષાન્તર પંન્યાસ શ્રી પ્રિયંકર વિજયજી ગણિએ ભવ્ય જીવોના હિતના માટે બનાવ્યું છે એજ.

ઇતિ સર્ગ ૧૨ મો સંપૂર્ણ.

# સર્ગ ૧૩મો

૧. નિર્દોષ એવું જેમનું વચન પંડિતોએ આગમ માન્યું છે એવા કેવલજ્ઞાનથી અલોકને પણ જોનારા શ્રી શાંતિનાથ પ્રભુ તમોને આનંદ આપો.

૨. રાજાઓને માન્ય, પોતાના નાનાભાઈ સાથે અને પરિવારથી શોભતો તે મેઘરથ રાજા તરતજ કેવલી જિનેશ્વર ઘનરથને નમન કરવા ત્યાં ગયો.

૩. જિનેશ્વરને નમીને પ્રદક્ષિણા દઈને ઉચિત સ્થાન પર બેઠો. ત્યારે અરિહંત દેવે મનુષ્ય તિર્યંચ અને દેવને પોતપોતાની ભાષામાં પરિણામ પામતી વાણીથી ધર્મનો ઉપદેશ આપ્યો.

૪. અનેક સુખોથી લાલન પાલન કરાયેલો હોય તો પણ જીવ તેનાથી કંઈ સંતોષ પામતો નથી કારણ કે અનુત્તરદેવલોકના સુખો ભોગવ્યા છતાં આત્મા તૃપ્ત થયો નહિ તો આ લોકના ક્ષણિક સુખોથી તૃપ્તિ ક્યાંથી જ થાય !

૫. માટે પ્રમાદ છોડીને હે ભવ્ય જીવો ! મનુષ્ય સંબંધી સામગ્રી પામીને ચિંતામણી જેવા દુર્લભ ધર્મને સમજો અને તેમાં પ્રયત્નવાળા થાઓ.

૬. સર્વ પ્રમાદને છોડીને જે ધર્મની આરાધના કરે છે, તેની વિપત્તિઓ નાશ પામી સંપત્તિ રૂપ બની જાય છે.

૭-૮. આ સંબંધમાં શૂર રાજા દૃષ્ટાંત રૂપે છે. તેને સાવધાન થઈને સુજ્ઞ પુરુષો ! તમે સાંભળો. પહેલાં આ જંબૂદ્વીપના ભારતવર્ષમાં પ્રસિદ્ધ ક્ષિતિપ્રતિષ્ઠિત નામનું નગર છે. કે જે નગરમાં ધર્મનો વાસ હોવાથી ડાહ્યા માણસો મનુષ્ય ધર્મ રૂપ કુબેર તરીકે ઓળખે છે.

૯. તે નગરની દિશાઓમાં પ્રસિદ્ધ, સુભટોની સેનાવાળો શ્રી વીરસેન નામે રાજા હતો. જેની નિર્મલ કીર્તિ જોઈને લજ્જા પામી ચંદ્ર ક્ષય રોગી થઈ ગયો.

૧૦. પવિત્ર જલથી શોભતી ધારિણી નામની તેની પ્રસિદ્ધ પત્ની હતી. જેનું રૂપ જોઈને તિલોત્તમાએ સાચી તિલોત્તમા નથી પણ આજ છે, એમ પંડિતોએ વર્ણન કર્યું.

૧૧. એક દિવસ સ્વપ્નમાં સામે આવતા ઇંદ્રને જોઈને તે જાગી. હર્ષિત મનવાલી થયેલી દેવી ઉઠીને રાજા પાસે જઈ તે સ્વપ્નનું વૃત્તાંત જણાવ્યું.

૧૨. બુદ્ધિમાન રાજા પણ બોલ્યો કે ચંચલ નેત્રવાળી અને સ્થિર સાથળવાળી હે રાણી ! તમે સ્વપ્નમાં ચાલતા ઇંદ્રને જોયો છે, જેથી તમારો પુત્ર ઇંદ્ર સરખો થશે.

૧૩. તે દિવસથી માંડીને પુણ્યશાલી ધારિણી દેવીએ ગર્ભને ધારણ કર્યો. રાજાએ તેના સંપૂર્ણ દોહલા પૂર્ણ કર્યા અને સમય જતાં શુભ વેલામાં રાણીએ પુત્રનો જન્મ આપ્યો

૧૪. સ્વપ્નમાં સન્મુખ આવતા ઇંદ્રને જોયેલો હોવાથી વીરસેન રાજાએ તેજથી શોભતા તે પુત્રનું નામ દેવરાજ પાડ્યું.

૧૫. પાંચ વર્ષનો કુમાર થયો ત્યારે ધારિણી દેવીએ સ્વપ્નમાં શરદ ઋતુની વિજળી જેવા સફેદ અને ઉંચા બળદને જોયો.

૧૬. તે દિવસથી બીજા ગર્ભને ધારણ કરતી મનુષ્યોના દારિદ્ર્યને નાશ કરનાર નિધાનને ધારણ કરતી જાણે પૃથ્વી જ ના હોય તેમ ધારિણી દેવી અત્યંત શોભવા લાગી.

૧૭. સમય પૂર્ણ થતાં સુવર્ણ જેવી કાન્તિવાળા પુત્રનો તેણે જન્મ આપ્યો. રાજાએ જન્મ મહોત્સવ કર્યો પછી સ્વપ્નાનુસાર વત્સરાજ નામ પાડ્યું.

૧૮. જેમ પાણી વધી જતાં નદીઓ ગંભીરતા યુક્ત સમુદ્રમાં આવીને મળે તેમ બાલ્યપણાથી માંડી મોટા થતાં આ પુત્રમાં સર્વવિદ્યાઓ આવીને મળી ગઈ. (પુત્ર સર્વ વિદ્યાવાળો બન્યો.)

૧૯. જ્વરાદિ રોગોથી પીડાતો, કુશલ વૈદ્યોથી ચિકિત્સા કરાતો, મંત્રીઓ વડે સેવાતો રાજા વીરસેન મરણ પથારીયે પડ્યો.

૨૦. તેમની ચિંતામાં નગર લોકો સ્થાને સ્થાને ભયગ્રસ્ત બની ગયા કાસના પુષ્પ જેવી સફેદ કેશ યુક્ત દાઢીવાળા વૃદ્ધ પુરુષો વિચાર કરવા લાગ્યા.

૨૧. રાજાના મરણ પછી રાજા વિના અમે કેવી રીતે રહીએ, કારણ કે પ્રકાશ સ્વભાવવાળા ચંદ્ર વિના પણ તારા પ્રકાશ આપી શકે છે ખરા ? (એવી અમારી ગતિ થઈ.)

૨૨. જો કે દેવરાજ ઉંમરથી મોટો છે તો પણ પ્રજાપ્રિય વત્સરાજ અમારો રાજા થાવ એમ બધા ઇચ્છે છે.

૨૩. વિદ્વાનો ગુણોથીજ મોટાઇને માને છે. હસ્તાદિ સાધન કે ઉંમરથી મોટો ન કહેવાય જેમકે ગંધથી પુષ્પ મસ્તક ઉપર ચઢાવાય છે પરંતુ પત્ર અથવા શાખા ચઢાવાતા નથી

૨૪. દેવરાજે ચર પુરુષો પાસેથી જાણ્યું કે પ્રજાનો પ્રચૂર અનુરાગ વત્સરાજમાં છે. કારણ કે મારા કરતાં ગુણોમાં તે અધિક છે. આમ વારંવાર સાંભળીને દેવરાજ રાજ્ય લેવા માટે આ પ્રમાણે વિચારવા લાગ્યો.

૨૫. જેમાં પ્રજાનો રાગ છે તેને જ રાજ્ય લક્ષ્મી આલિંગન કરે છે તે નિસંદેહ છે. એમ હૃદયથી વિચારી મોટા એક મંત્રીને દ્રવ્ય આપીને વશ કર્યો.

૨૬. આ હાથીઓએ ચાલતો ફરતો કીલ્લો છે માટે તેને પહેલા કબ્જે કરી લીધા. પિતાના જીવતાજ અંગ રક્ષકોને મારીને ઘોડા લઈ લીધા.

૨૭-૨૮. ગુણવાન વત્સરાજને રાજ્ય ન આપીને દેવરાજને રાજ્ય આપવું શું ઉચિત છે ? (બીલકુલ નહિ.) પરંતુ દુસાધ્ય રોગો વડે ગ્રસ્ત થયેલું મારૂં શરીર છે. માટે હું શું

કરૂં ? એમ ચિત્તમાં મોટા પુત્રના અવિનીત ભાવને વિચારી તે રાજા બમણી ચિંતામાં મરી ગયો.

૨૯. બીજા મંત્રીઓએ વત્સરાજને આગલ કરીને રાજાની અંતિમ ક્રિયા કરી. જો કે દેવરાજ રાજા બન્યો પણ પ્રજા તેના ઉપર પ્રેમ રાખતી નથી.

૩૦. રાજા દેવરાજની વત્સરાજ સાધારણ સેવકની જેમ હંમેશાં સેવા કરવા લાગ્યો. રાજાઓને સેવકપણાને છોડીને નાના મોટા પણું સંમત હોતું નથી. (સેવા કરનાર જ પ્રિય હોય છે.)

૩૧. રાજાના અને પોતાના અપાયરૂપ વત્સરાજને માનતો અને એટલાજ માટે દુષ્ટ મોટા મંત્રીએ રાજાને એકાંતમાં કહ્યું કે આ સેવા કરતો વત્સરાજ મને અને તમને પણ દુઃખરૂપ થશે. લુચ્ચાઓ બધાને પોતાના જેવાજ માને છે.

૩૨ સેવામાં લાગેલો આ તમારો ભાઈ મોટો થતાં સારો રહેશે નહિ ને તમારો નાશ કરશે જેમ શરીરમાં ક્ષય રોગ વધતો નાશ કરે છે તેમ.

૩૩. મંત્રીનું વચન સાચું માની તે દેવરાજે વિવેક રહિત બનીને વિના અપરાધે વત્સરાજને દેશ નીકાલ કર્યો.

૩૪. સેવા કરતાં જે રાજાઓ કોઈને પણ દેશ નીકાલ કરતા નથી છતાં તેજ રાજાઓ કેટલાકનાં દેશ નીકાલમાં સમર્થ થાય છે. તેનું કારણ અહિ કોઈક ચાડીઆઓ હોવા જ જોઈએ.

૩૫. પોતાની નાની બેન સહિત માતા વિના અપરાધે વત્સરાજનું દેશ નીકાલ રૂપી અપમાન થયેલું સાંભળીને દેવરાજે અત્યંત રોકવા છતાં તે બંને વત્સરાજ ને પાછો લાવવા માટે ગઈ.

૩૬. દુર્જનોના વાક્યોથી દેવરાજે જેમનાં વસ્ત્રોને આભૂષણો લઈ લીધાં છે એવાં તે ત્રણે જણા વાહન વિનાજ અવંતી દેશના ભૂષણ સમાન ઉજ્જયિની નગરીમાં પહોંચ્યા.

૩૭. જે વસ્તુ મનથી પણ ન ચિંતવાય ને સ્વપ્નમાં પણ ના મલે ને યોગી પુરુષો પણ ન જાણી શકે તેવી ઘટનાને ભાગ્ય સહસા બનાવે છે.

૩૮. તે ઉજ્જયિની નગરીમાં સમૃદ્ધિશાલી જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. બંને રીતે ઉચિત તેને કનકશ્રી નામે પત્ની હતી, કે જે રાજાએ રાજ્ય અને પોતાના મનને સ્વાધીન કરેલું હતું.

૩૯. તે નગરીની સમીપમાં પહોંચીને કોઇક વૃક્ષની છાયામાં વિશ્રામ લઈને અધિક થાકેલી માતા ધરણીને બહેન વિમલાએ આ પ્રમાણે પૂછ્યું—

૪૦. હે માતા ! ત્યાંસુધી અહિં રહો કે જ્યાંસુધીમાં નગરમાં જઈ આજીવિકા અને રહેઠાણ બન્ને રીતે ઉચિત સ્થાનની તપાસ કરીને આવુ.

૪૧. એમ કહી નગરીમાં તરત જઈ બધા ઘરોને જોતી ધનાઢ્ય સોમદત્ત શ્રેષ્ઠીના ઘરમાં પેઠી.

૪૨. સામે ઉભા રહેલા સોમદત્ત શેઠે તે વિમલાને પૂછ્યું કે શા માટે અહિં આવ્યા છો? વિમલાએ કહ્યું કે હે સ્વચ્છ મહેશ! નિર્વાસિત અમને કોઇક આશ્રયસ્થાન આપો.

૪૩. મારી બેન અને તેના દીકરા (ભાણેજ) સહિત આમ અમે ત્રણેય રહીએ કે જેથી આપની પણ પ્રતિષ્ઠા વધે, તમે મારા વાડામાં રહો પણ પહેલેથી ભાડું નક્કી કરીને રહો.

૪૪. લજ્જા છોડીને કંજુસ જેમ બોલે તેમ શેઠે કહ્યું. વિમલા ફેરી બોલી તારે ત્યાં ઘર કાર્ય કરીશ તેના બદલામાં ભોજન આપજે અને પગાર તે ભાડામાં કાપજે. બીજુ મારી પાસે ભાડુ નથી.

૪૫. વિમલાએ કહેલી વાત શેઠે સ્વીકારી અને આપેલા સ્થાનમાં તે ત્રણે જણા રહેવા લાગ્યા કારણ કે સ્વીકારેલી પ્રતિજ્ઞા સિવાય સજ્જનોનો બીજો ધર્મ જ નથી.

૪૬. શેઠ બોલ્યા કે—આ તમારો પુત્ર કામ રહિત કેમ બેઠો રહે છે? આ મારા વાછરડાનું રક્ષણ કરવાના બદલામાં હું હંમેશાં એને ભોજન આપીશ

૪૭. શેઠના કહેવાથી તે બન્નેએ કોઈ પણ રીતે હઠ કરીને કહેતાં આ કામ નહિ ઇચ્છવા છતાં લજ્જાથી કોપ સહિત વત્સરાજ વાછરડાઓને ચરાવવા બહાર જંગલમાં ગયો.

૪૮. વત્સરાજ કોઇ નિર્જન પ્રદેશમાં ઉંચા અવાજને સાંભળી વ્યાયામશાલામાં કસરત કરતા કુમારોને જાણીને વત્સરાજ ત્યાં ગયો.

૪૯-૫૦. ત્યાં શસ્ત્રવિદ્યા શિખતા કુમારોના શસ્ત્ર શ્રમને સારી રીતે જોતા અંગઘાતથી હર્ષ અનુભવતા અને તેના વ્યત્યય એટલે અંગને પંપાળનાર તરફ મોઢું કટાણું કરતા તેમજ લોકોએ જેની તીક્ષ્ણ બુદ્ધિ નક્કી કરી છે એવા તે વત્સરાજને જોઈને ચમત્કાર પામેલા કલાચાર્ય તેના ગુણની કામનાથી તેને પૂછ્યું.

૫૧. હે મહાભાગ્યશાલી! કયા પવિત્ર પ્રદેશમાંથી તમે આવ્યા છો? કયા નામે તમારી પ્રસિદ્ધિ છે? અને શસ્ત્ર વિદ્યામાં તમારો અભ્યાસ કેવો છે? તે તમે મારી આગળ કહો.

૫૨ આમ આચાર્યની વાણી સાંભળીને વાચસ્પતિ જેવા વત્સરાજે કહ્યું કે હું મહારાષ્ટ્ર નામના મહાપ્રદેશમાંથી કુતૂહલવૃત્તિથી અહિં આવ્યો છું.

૫૩. કોઇ પણ બુદ્ધિમાન વ્યવહારજ્ઞ પોતાનુ નામ લેતો નથી. નામ લેવાથી ધન અને જીવનનો નાશ થાય છે.

૫૪. નામથી પરોક્ષ જ્ઞાન જ થાય છે. પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. જો પ્રત્યક્ષ પ્રમાણ મોજુદ હોય તો કયો ડાહ્યો માણસ અનુમાનની અપેક્ષા રાખે!

૫૫. શસ્ત્રવિદ્યામાં મારો જે પરિચય છે તે તમને દેખાડું, એમ બોલતાં તેણે ધનુષબાણ લઈ પોતાનો અભ્યાસ એઓને બતાવ્યો.

૫૬. અહો આ યુવકનું શાસ્ત્રીય જ્ઞાન કેવું છે! વકતૃત્વ શકિત કેવી છે! ને ધનુર્વેદમાં નિપુણતા કેવી છે? આ પ્રમાણે આશ્ચર્ય પામતા તેઓ વખાણ કરવા લાગ્યા.

૫૭. અને રાજાના હુકમથી પહેલાંની જેમ નગરમાંથી રસોઇઆઓએ લાવેલું ભોજન કલાચાર્યની સાથે રાજકુમારોએ ખાધું અને કામદેવ જેવા રૂપવાન તે યુવક પુરુષને પણ જમાડયો.

૫૮. તે વાછરડા ગોપાલ વિના સમય થતાં પહેલાં ઘરે પહોંચી ગયા, અને તે પણ રાજકુમારો સાથે દોષ રહિત ક્રીડા કરીને સાયંકાલે ઘરે પહોચ્યો.

૫૯. વાછરડાં પહેલાં આવ્યાને હે વત્સ! તું મોડો કેમ આવ્યો? એમ શેઠે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે હે તાત! હું થોડું સુઈ ગયો હતો.

૬૦. હું સુઈ ગયો ત્યારે વાછરડા પહેલા ચાલ્યા આવ્યા. થાકેલા માણસને નિદ્રા સ્વભાવથીજ સુલભ હોય છે. એમ બીજે અને ત્રીજે દિવસે પણ એનો એજ ઉત્તર આપ્યો.

૬૧. તે વાછરડાઓ દિવસ ઉગતાંજ વનમાં લાવીને વનમાં છોડી દઇને અસ્ત્ર વિદ્યાને વધારવા માટે કુમારોની પાસે દરરોજ ચાલ્યો જાય છે.

૬૨. રાજકુમારો—તેને આગ્રહ કરીને ઘૃતાદિ સહિત સુંદર ભોજન જમાડે છે અને તે જ્યારે વાછરડાં પહોંચી જાય ત્યારે પાછળથી સાંજે શેઠના ઘરે આવે છે.

૬૩. એક દિવસ એની માસીને માતા એમ તે બન્ને બોલી કે હે વત્સ! તું ગોપાલ વૃત્તિને સ્વીકારીને વાછરડાઓને કેમ ચરાવતો નથી?

૬૪. હે માતાઓ? વાછરડાઓને ચરાવી ગોવાળીયાપણું કરવું તે વિદ્વાનોને યોગ્ય નથી. તમારૂં કહ્યું માનીનેજ મેં તો બે ત્રણ દિવસ ચરાવ્યા.

૬૫. હે માતા! હવે તું ચરાવવાનુ કહીશ જ નહિ ને હું તેવું કાર્ય કરવાનો જ નથી. સજ્જન માણસો પ્રાણ છોડી દે પણ અનુચિત કાર્ય કરતા નથી.

૬૬. જેમ સૂર્ય કમલોને કંઈ ને કંઇ વિકાશ જ પમાડે છે. તેમ રાજકુમારોને પોતાના તેજથી વધતુ સામર્થ્ય બતાવે છે.

૬૭. તે વત્સરાજ રાજપુત્રો સાથે ભોજન કરીને મોડો આવ્યો ત્યારે એક વખત મા તથા માસીએ કહ્યું કે હે વત્સ! તું આવો નિશ્ચિત કેમ છો.

૬૮. હે વત્સ પહેલાં કયારેય નહિં જોયેલા અમારા આવા કષ્ટને જોઇને તું નિશ્ચિંત કેમ રહે છે. આ ઘરમાં લાકડાં પણ નથી જેનાથી તને ભોજન પણ રાંધી આપીએ

૬૯. એમ કહેવાથી વત્સરાજ હાથમાં તીક્ષ્ણ ધારવાળો કુહાડો લઈને અને ખભે કાવડ નાખીને લાકડા લાવવા માટે જંગલમાં ગયો.

૭૦ એક વનમાંથી બીજા વનમાં સુતારની જેમ ભમતો એક મોટા જંગલમાં પેઠો અને ત્યાં પ્રૌઢ પ્રભાવશાલી વત્સરાજે ઉપસર્ગને દૂર કરનાર યક્ષ મંદિર જોયું.

૭૧. જેમ તાપ આપતા બળતા અગ્નિને સ્પર્શ કરવા કોઈ સમર્થ નથી તેમ યક્ષના મહા મહિમાથી તે વનને કોઈ હાથ લગાડવા સમર્થ થતું નથી.

૭૨. વાદળાંથી ઘેરાયેલ હિમાલયની જેમ સર્પો વડે ઘેરાયેલા મૂલ ભાગવાળા એક ચંદનના વિશાલ વૃક્ષને ત્યાં ફરતા-ભાગ્યશાલી વત્સરાજે જોયું.

૭૩. પાપના સમૂહ જેવા તે સર્પોને હાથથી પૂછડાં પકડીને દૂર ફેંકી દીધાં અને સુગંધી ચંદન વૃક્ષની શાખાઓ કુહાડા વડે કાપવા લાગ્યો.

૭૪. તે શાખાના ટુકડે ટુકડા કરીને કાવડને ખભે ચડાવી લજ્જા રાખ્યા સિવાય ભરવાડની જેમ ચાલવા લાગ્યો.

૭૫. પોતાના ઘેર જવા-ઉત્સુક તે જેટલામાં નગરીના દ્વાર આગળ આવ્યો તેટલામાં તેનું કષ્ટ જાણે સહન ન કરી શકતો હોય તેમ સૂર્ય અસ્ત થઈ ગયો.

૭૬. અને તેજ વખતે ત્યાં નિમાયેલા દ્વારપાલોએ નગરીના દ્વાર બંધ કરી દીધાં. જેમ સૂર્યોદય થતાં કમલ ખીલે તેમ તે પણ સૂર્યોદય થતાંજ ખૂલતાં હતાં.

૭૭-૭૮ તેથી તે નગરમાં પ્રવેશ ન થવાથી, બુદ્ધિમાન એવા તેણે વિચાર્યું કે હું અહિં ઉંઘી જઈશ ત્યારે આ ચંદન કોઈ લઈ જશે. એમ વિચારી પાછો ફરીને યક્ષના મંદિરમાં કાવડને ઝાડની એ શાખા ઉપર લટકાવીને મંદિરના દ્વાર સજ્જડ બંધ કરી સુઈ ગયો.

૭૯. ત્યાં અર્ધરાત્રે એક પહોર સુધી સ્વર્ગની અપ્સરાઓ જેવી વિદ્યાધરીનો સમૂહ આવીને હંમેશાં યક્ષની સામે નૃત્ય કરતો હતો.

૮૦. નૃત્ય પુરું કર્યા પછી પોતાના સ્થાને જતી વખતે કોઇક વિદ્યાધરી મણિના જેવા પ્રકાશવાળા પોતાના કંચુકને ભૂલી ગઈ તે કંચુકને કાણામાંથી જોઈ બહાર નીકળીને તે કંચુકને લઈને તે અંદર રહ્યો.

૮૧. ગુણથી અને નામથી તે પ્રભાવતી વિદ્યાધરી અર્ધે રસ્તે ગઈ ત્યારે કંચુક યાદ આવતાં પોતાની સખીઓને કહ્યું કે હે સખીયો! હું કંચુકને ભૂલી ગઈ છું

૮૨. વેગવતી સહિત પ્રભાવતી પાછી ફરી અને ત્યાં આવી તે કંચુકને તપાસ્યો પણ કંચુક ન જોવાથી બન્ને મનમાં વિચાર કરવા લાગી.

૮૩-૮૪ પવનથી પ્રેરાઈને તે વનમાં ક્યાંક ઉડી ગયો જેથી દેખાતો નથી એમ માનીને ચારે તરફ જંગલમાં ફરી ફરીને તેને જોયો પણ કોઇ જગ્યાએ મેળવ્યો નહિ, પણ ત્યાં તે કાવડ જોઈને વિચાર્યું કે આ મંદિરમાં ચોક્કસ કોઇક પુરુષ સુતો છે.

૮૫. આ કાવડ તેનીજ જણાય છે કારણ કે આશ્રય વિનાની હોય જ નહીં અને આણેજ તે કંચુક લીધો હોવો જોઈએ કારણ કે બીજુ કોઈ અહિં આવ્યું કે ગયું જ નથી.

૮૬. તો આપણે તેને ડરાવીએ જેથી દ્વાર ઉઘાડીને કંચુકી પાછી આપે. કારણ કે ભય પામેલો માણસ વિદ્યાધરીની વસ્તુ રાખી શકે નહિ

૮૭. એમ વિચારીને બંને બહારથીજ ખૂબ ડરાવવા લાગી પરંતુ ભયને નહિ ગણકારતા સાવધાન વત્સરાજે અંદરથી દ્વારને ખોલ્યું જ નહિ.

૮૮. યક્ષનાં ભયથી મંદિરના દ્વારને તે વિદ્યાધરીઓ અડકી નહિ ને ત્યાંથી કંઈક દૂર જઈ પરસ્પર એ બંને મંત્રણા કરવા લાગી.

૮૯. અહિં જે મનુષ્ય મંદિમાં રહેલો છે તેના માતા પિતા આના વિયોગમાં પ્રાતઃ કાલમાં વિલાપ કરતા હશે.

૯૦. તો નગરની અંદર જઈ માતા પાસેથી એનું નામ વિગેરે સાંભળી અહિં આવીને તેજ નામથી બોલાવીએ કે જેથી ભેદ પામેલો એ આનું દ્વાર ઉઘાડશે.

૯૧. આમ તે બન્ને મંત્રણા કરીને જલ્દી અવન્તિમાં એનું ઘર ઓળખીને ત્યાં ગઈ અને માતા અને માસીનાં દુઃખથી ઉત્પન્ન થયેલાં ન સાંભળી શકાય એવા વિલાપોને સાંભળ્યા.

૯૨. હે વત્સ! તારી આશાથી જીવતી અમે બન્નેએ તારા મોટાભાઈ દેવરાજને મનમાં ધાર્યો નહિ અને તેની પ્રાર્થનાને પણ ગણકારી નહીં.

૯૩. હે વત્સરાજ! ફરીથી અમે તને કાષ્ઠ લાવવાનો હુકમ કરીશું જ નહીં. અજાણપણે અમે જે કહી દીધું તેને તું ક્ષમા કર.

૯૪. હે પુત્ર! તારા વિના અમે નહિ જીવી શકીએ. એ વચન અત્યારે ખોટું ઠર્યું તું આવીશ એમ માનીને જીવીએ છીએ કારણ કે આશારૂપી પિશાચી બલવાન હોય છે.

૯૫. હે પુત્ર! તારા પિતાના વિયોગમા તથા જ્યેષ્ઠ પુત્ર દેવરાજના વિયોગમાં ને દેશના ત્યાગમાં પણ જે દુઃખ નહોતું માન્યું તે તારા વિયોગમાં થયું છે.

૯૬. અમારા ઉપર દુ ખ ઉપર દુઃખ વિસ્તારીને દૈવ પણ તૃપ્તિ પામતો નથી. જેમકે સમુદ્રમાં પવનથી એક તરંગ પછી બીજો તરંગ ઉત્પન્ન થયાજ કરે છે.

૯૭. તે બન્ને વિદ્યાધરીઓએ તે બન્નેનો વિલાપ સાંભળી આવી તે પ્રમાણે વિલાપ કર્યો, પણ દોષ વિનાના વત્સરાજે તો પોતાની હોંશિયારીથી સર્વ ખોટી કરેલી તેમની ચેષ્ટાને જાણી લીધી (અને દ્વાર ઉઘાડ્યું નહિ).

૯૮. રાત્રિના અંતે તે બન્ને વિદ્યાધરીઓ કંટાળીને પોતાના સ્થાનમાં આવી ગઈ. ધર્મરાજા પાસેથી પ્રાણોને છોડાવવા કોણ સમર્થ થાય!

૯૯. સૂર્યની ફેલાયેલી પ્રભાથી પ્રભાત થયેલું માની પ્રભાયુક્ત એવો તે વત્સરાજ પૂર્વની જેમજ પોતાની કાષ્ટની કાવડ ખભે નાખીને બન્ને માતાઓને આનંદ પમાડતો ઘરે આવ્યો.

૧૦૦. માગ્યા મૂલ્યે ચંદનનુ લાકડું વેચીને ઘરની ઉચિત વ્યવસ્થા કરીને તે રાજકુમારોને મલવા માટે વ્યાયામ ભૂમિમાં ગયો.

૧૦૧. પોતાના સગાભાઈ કરતાં અધિક રાજકુમારોથી મોટા સન્માનને પામેલો હંમેશાં તેઓની સાથેજ ભોજન કરે છે. કારણુ કે ગુણુવાન પુરુષો કયાં પૂજાતા નથી! (બધેજ પૂજાય છે.)

૧૦૨. એક વખત રાજાએ આપ્ત પુરુષો પાસે કલાચાર્ય યુકત રાજકુમારોને શસ્ત્રવિદ્યાની પરીક્ષા કરવા માટે બોલાવ્યો.

૧૦૩. આ બધા નમ્ર રાજકુમારોએ પોતાના અભ્યાસને રાજાની આગલ બતાવ્યો અને રાજકુમારોની નજીકમાં વત્સરાજને જોઈને રાજાએ તેઓને પૂછ્યું.

૧૦૪. હે રાજકુમારો! આ કામદેવ સરખો સુંદર પુરુષ કોણુ છે? કોનો પુત્ર છે? આનું શું નામ છે? અને તેમનો પરિચય તમને કયાંથી થયો? એ તમે મને જણાવો.

૧૦૫. તેઓએ કહ્યું અમને વ્યાયામશાલામાં તેનો પરિચય થયો, પણુ તેનું નામ શું છે ને કોનો પુત્ર છે. તે તો અમે પણુ જાણુતા નથી.

૧૦૬. રાજાના કહેવાથી તે વત્સરાજે પોતાનો શસ્ત્રવિદ્યાનો અભ્યાસ બતાવ્યો અને આશ્ચર્ય પામી રાજાએ વારંવાર પૂછવાથી તેણે પોતાનું વૃત્તાંત જાહેર કર્યું.

૧૦૭. રાજાની સમીપમાં રહેલી રાણી કનકશ્રી બોલી કે કામદેવ સરખો તું મારી મોટી બેનનો પુત્ર છે.

૧૦૮. કનકશ્રીએ એમ કહી વત્સરાજને આલિંગન કરીને પોતાના ખોળામાં સુખપૂર્વક બેસાડી પોતાની ધારિણી અને વિમલા નામની બન્ને બેનોને બોલાવી લીધી.

૧૦૯. અને રાજાની આજ્ઞા મેળવી તે બન્નેને પોતાના મહેલમાં રાખી. ત્રણુ ધારાવાળી જાણે ગંગા ન હોય તેમ તે ત્રણે મળીને વત્સરાજનું દુઃખ દૂર કર્યું.

૧૧૦. સજ્જનો મન વચન કાયાવડે એક હોય છે. તેમ તેઓ ત્રણે પ્રેમપૂર્વક સમય વિતાવવા લાગી.

૧૧૧. સંતોષ પૂર્વક ગ્રામાદિ આપતા આ રાજાને ધારિણી પુત્ર વત્સરાજે પોતાના મુખે કહ્યું કે હે નાથ! આપના ઘરમાં રહેતો હું હંમેશાં આજ્ઞાકારી તરીકે રહીશ.

૧૧૨. તારી વાત પ્રમાણુ છે એમ રાજાએ કહ્યા બાદ ચિત્ત જેમ આત્માના સંનિધાનને હંમેશાં ન છોડે તેમ વત્સરાજ રાજાના સંગને છોડતો નથી. (પાસેજ રહેવા લાગ્યો.)

૧૧૩. જ્યારે રાજા રજા આપે છે. ત્યારે પોતાના મકાનમાં જાય છે એમ પ્રતિજ્ઞા પાલકોમાં શિરોમણિ સમાન વત્સરાજ રાજાને સેવાથી ખુશ રાખે છે.

૧૧૪. એક દિવસ રાજા ઘરે જવાની આજ્ઞા આપ્યા સિવાય સુઈ ગયો, એટલે ચંદ્ર જેવા નિર્મલ હાસ્યવાળો વત્સરાજ સ્થિર ચિત્તવાળો તલવાર લઈને ઉભો રહ્યો.

૧૧૫. મહાપરાક્રમશાલી રાજા મધ્ય રાત્રે જાગ્યો ત્યારે તેણે કોઈ દુઃખી સ્ત્રીનું રુદન સાંભળ્યું.

૧૧૬. હે નાથ ! ભાગ્યવશથી હું તમારાથી દૂર છું માટે મારી પ્રીતિ દુનિષ્કામી છે. પાકેલી વાલુકી નામની વેલડીના ફલની જેમ મારૂ હૃદય કેમ ફાટી જતું નથી.

૧૧૭. તે ચંદ્રમાની ચાંદનીનું વર્ણન કેમે ન કરાય, તેનો પ્રકાશ કેમ ના થાય ! સ્વામી તરીકે ચંદ્રમાને પામીને જે તે રહે છે. જ્યારે હું પતિ વગર રહું છું.

૧૧૮. સ્ત્રીઓમાં તપ્ત સુવર્ણ જેવી વીજળી કેમે ના વખણાય ! કારણ તેનો પતિ મેઘ ગર્જના કરે છે ત્યારે જ તે દેખાય છે, અન્યથા નહિ.

૧૧૯. આમ સાંભળતા રાજાએ પહેરેગિરોને કહ્યું પરંતુ તેઓ બધા તે વખતે ઊંઘી ગયા હતા.

૧૨૦. વત્સરાજ બોલ્યો હે સ્વામિન્ ! મારી ઉપર પ્રસન્ન થઈને મને આજ્ઞા આપો કારણ કે પહેરેગિરો ઉંઘી ગયા છે.

૧૨૧. એમ વિનંતિ કર્યા પછી વત્સરાજને રાજાએ કહ્યું તું આજે પોતાના મહેલમાં ગયો નહિ ! ત્યારે તે બોલ્યો મને આજ્ઞા મલી ન હતી.

૧૨૨. ત્યારે રાજા બોલ્યો કે નવીન શોકવાળી કોણ સ્ત્રી રુદન કરે છે. તે વેગથી જઈને જુઓ આજ્ઞા મેળવી વત્સરાજ નમ્રભાવથી નીકળ્યો.

૧૨૩ તે વિજળી જેવી શોભાવાળો હાથમાં તલવાર સહિત મહાપરાક્રમશાલી વત્સરાજ રુદનના શબ્દના અનુસારે તે દિશામા વેગપૂર્વક ગયો.

૧૨૪. ચિતાની સળગતી આગથી જેમાં અંધકાર દૂર થઈ ગઈ છે તેવા વળી લટકતા વેતાલવડે ભયાનક યમરાજના ભુવન સરખી શ્મશાન ભૂમિમાં ગયો.

૧૨૫. લટકતા મુડદાની પાસે રુદન કરતી કોઈક સ્ત્રીને જોઈએ મહાન આગ્રહથી એને પૂછ્યું હે સ્ત્રિ ! તું અત્યારે કેમ રડે છે ?

૧૨૬. તે સ્ત્રી બોલી કે મારા આ સ્વામીને દુષ્ટોના કહેવાથી રાજાએ આવી અવસ્થાવાળો કર્યો છે. આમાં બીજાનો દોષ નથી. એના પોતાના ભાગ્યનોજ દોષ છે.

૧૨૭. પુણ્યહીન પોતાના પતિને ભોજન કરાવવા ઘેબર બનાવીને લાવી છું પરંતુ મંદભાગી હું જમાડી શકતી નથી.

૧૨૮. તે સ્ત્રીનાં રુદનનું કારણ સમજી વત્સરાજ બોલ્યો, જો આ વાત સાચી હોય તો મારા ખભા ઉપર ચડી તું તારા પતિને જમાડ.

૧૨૯. એમ કહીને વત્સરાજે પોતાના ખભા ઉપર ચડાવેલી દુષ્ટ બુદ્ધિવાળી તે સ્ત્રીએ તે મૃતકના અગના તીક્ષ્ણ છરીથી માંસના ટુકડા કર્યા.

૧૩૦. આમ કરતી તે દુષ્ટાએ વત્સરાજના ખભા ઉપર માંસનો એક એક ટુકડો પાડવા લાગી પતિ ભક્ષિણી તેવી સ્ત્રીઓને વિવેક કયાંથી હોય !

૧૩૧. તેનું દુષ્ટ આચરણ જોઇને જેટલામાં વત્સરાજે મ્યાનમાંથી તલવાર કાઢી તેટલામાં તેણી આકાશમાં ઉડવા લાગી ત્યારે વત્સરાજે પણ તેનો વસ્ત્રનો છેડો પકડયો.

૧૩૨. આ વખતે કોઇક પુરુષે ધનરથ જિનેશ્વરને પૂછ્યું કે, હે ભગવાન આ સ્ત્રી કોણ છે અને આવું દુષ્કર્મ કેમ કરે છે ?

૧૩૩. તે ધનરથ જિનેશ્વર બોલ્યા કે તે ક્ષુદ્ર આશયવાળી પુરુષોને છેતરનારી વ્યંતરની પત્ની છે અને તે અનાર્યને યોગ્ય માંસ કાપવાનું કામ ક્રીડા કરવા માટે કરે છે.

૧૩૪. શ્રેષ્ટ અમૃત રસને પીનારી સુરાંગનાઓ શું માંસ ખાવા માટે યત્ન કરે ખરી ? જેથી આવાં કામ આચરે ! આમ પૂછ્યું ત્યારે ફરીથી જિનેશ્વર બોલ્યા—

૧૩૫. દેવતાઓને કોળીયાનો અને આવો તો આહારજ હોતો નથી જે મુડદાનું માંસ કાપવાનુ કામ કરે છે તે તો ક્રીડા માત્ર છે.

૧૩૬. વત્સરાજે જે વસ્ત્ર પકડયું તે વસ્ત્રને છોડીને તે વ્યંતરી આકાશમાં ઉડી ગઈ. ત્યાર પછી પ્રાતઃકાલે તે વસ્ત્ર લઈ રાજાને ભેટણા તરીકે આપ્યું.

૧૩૭. રાજાએ પૂછવાથી વત્સરાજે નમસ્કાર કરી રાત્રિનો વૃતાંત કહ્યો અને રાજાએ પણ ખુશ થઈ તે વસ્ત્ર પટ્ટરાણીને આપ્યુ.

૧૩૮. તેજ વખતે રાણીએ દેવીનું વસ્ત્ર પહેરીને પ્રવાસ કર્યો પણ મનમા આનંદ ન આવ્યો કારણ કે તેના યોગ્ય કંચુક ન હતો.

૧૩૯. તે વત્સરાજે રાણીનું દુ:ખ જોઈ વિદ્યાધરીનો દીવ્ય કંચુક લાવીને રાજાને આપ્યો સજ્જનોને શું આપવા યોગ્ય નથી ?

૧૪૦. રાજાએ આપેલ કંચુક પહેરીને તેના યોગ્ય ઉત્તરીય વસ્ત્ર ન મલવાથી વિશેષ દુઃખી થઇ કારણ કે અસંતોષવાળાને સુખજ હોતું નથી.

૧૪૧. ખેદ કરતી તે રાણીએ મંત્રીઓને વિનવવા છતાં બીજા દિવસે ખાધું નહિં કારણ કે સ્ત્રીઓનો હઠ બલવાન હોય છે.

૧૪૨. તે રાણીની અત્યંત હઠથી ચિંતામાં પડેલા રાજાને જોઈને વત્સરાજે હાથ જોડીને રાણીને કહ્યું.

૧૪૩. હે માતા ! સંકલ્પ માત્રથી તમારે આવો કદાગ્રહ રાખવો વ્યાજબી નથી. કારણ કે જ્ઞાની પુરુષો આવા કદાગ્રહને દોષરૂપ કહે છે.

૧૪૪. જે શક્તિમાન પુરુષોથી થઈ શકે નહિ, ને બીજાઓ પાસે કરાવી શકે તેમ ન હોય તો તેમાં ખેદ કરવો યુકત નથી કેમકે મનુષ્યલોકમાં ગમે તેવા પુણ્યશાલી પાસે પણ સ્વર્ગવાસીઓના જેવા વસ્ત્ર ન જ હોય.

૧૪૫ જો મનુષ્યલોકમાં સ્વર્ગની વસ્તુ મળે તો સ્વર્ગલોક અને માનવલોકમાં ફેર શો રહે ! તેમજ સુકૃત માટે કોણ પ્રયત્ન કરે ! અને પાપથી કોણ અટકે ?

૧૪૬. ઘુણાક્ષર ન્યાયથી વિના પ્રયત્ને તમને ભાગ્યથી એ વસ્તુ મલી માટે મનનો ખેદ છોડો.

૧૪૭. જો કોઈ મનુષ્ય પોતાની બુદ્ધિ તથા શક્તિ વડે ઇષ્ટ વસ્તુની સાધના ન કરે તો કોઇ ખેદ કરવો નહિ. ભાગ્ય પણ પોતે કરેલા કર્મનું જ ફલ આપે છે.

૧૪૮. તમારા ઉપર સ્નેહ રાખનાર રાજા પણ ખાશે નહિ તેથી મંત્રી પણ જમશે નહિ અને પ્રજા અપયશને ગાશે. અને તમારો આ કદાગ્રહ ચંદ્રમામાં કલંક જેવો થશે.

૧૪૯. એમ વત્સરાજના સમજાવવાથી પણ તે રાણીએ દુરાગ્રહ છોડયો નહિ ત્યારે વગર વિચાર્યે વત્સરાજે પ્રતિજ્ઞા કરી.

૧૫૦. હે માતા ! જો છ માસમાં તમારા મનોરથ ન પુરું તો જલ્દી ચિતામાં પ્રવેશ કરી બળી મરીશ !

૧૫૧. એમ સભાની વચ્ચે પ્રતિજ્ઞા કરીને રાજાને, માને અને માસીને નમસ્કાર કરી આશીર્વાદ લઇ આ દુર્લભ કાર્ય માટે તે નીકળી પડયો.

૧૫૨. અનેક શુભ શુકનો વડે કાર્ય સિદ્ધ થશે એમ વિચારતો ગામ નગર વગેરે જગ્યાએ ફરતાં ફરતાં તેણે એક મોટા જંગલમાં પ્રવેશ કર્યો.

૧૫૩. ગંભીર એવા તે વત્સરાજે તે મોટા જંગલમાં પ્રવેશ કરતાં એક નાનુ નગર જોયું ને વિચારવા લાગ્યો કે પોતાની સમાધિ માટે બ્રહ્માએ આ નગર વસાવ્યું હોય એમ લાગે છે.

૧૫૪. આ વત્સરાજે ઉંચા કિલ્લાવાળા નગરમાં પ્રવેશી બે નાના મકાનો સાથે એક ઉંચો મહેલ જોયો.

૧૫૫. વત્સરાજે ત્યાં બેઠેલા એક સજ્જન પુરુષને કહ્યું કે આ પુરુષ કોણ છે? ત્યારે તે બોલ્યો :

૧૫૬. આ સ્થાનથી નજીકમાં સત્યતિલક નામનું નગર છે. જે નગર રૂપી આભૂષણને ધારણ કરી આ પૃથ્વી કયારેય વિધવાપણું પામતી નથી.

૧૫૭ ત્યાં સંપૂર્ણ રાજાઓમાં સિંહ સમાન વીરસિંહ નામનો રાજા છે. તેના પરાક્રમથી તિરસ્કાર પામેલોજ હોય તેમ લજ્જા પામેલો સિંહ વનમાં રહે છે.

૧૫૮. ત્યાં વિશુદ્ધ બુદ્ધિવાળો અને રાજમાન્ય દત્ત નામનો એક શેઠ રહે છે. તેની શ્રી દેવકીની કુક્ષિમાં ઉત્પન્ન થયેલી શ્રીદત્તા નામની કન્યા હતી.

૧૫૯ માતા-પિતાથી પાલન કરાતી. અધ્યાપકો પાસે સંપૂર્ણ વિદ્યા ભણેલી કામદેવની નાટકશાલા જેવી તે કન્યા અનુક્રમે યૌવનવતી બની.

૧૬૦. પરંતુ તેના દુર્ભાગ્યથી તેમાં આ દોષ આવ્યો છે. કે જે પહેરેગિર તેની પાસે રહે છે, તેજ સવારે મરી જાય છે.

૧૬૧. જો એક પણ પહેરેગીરથી આનું રક્ષણ ન કરવામાં આવે તો અનેક પુરુષો મરી જાય. જે મનુષ્યો મરી જાય છે. તે પોતાનુ આયુ પૂર્ણ થયે મરે છે. કે અપૂર્ણ રહ્યો મરે છે. તે તો કેવલી જાણે.

૧૬૨. આ લોકોના કહેવાથી રાજાએ જાણ્યું. ત્યારે દત્ત શેઠને બોલાવી કહ્યું કે તમારી પુત્રી મનુષ્યોનો નાશ કરે છે માટે તું નગર છોડીને બીજે ઠેકાણે જા.

૧૬૩. એમ રાજાની આજ્ઞા માની તે દત્તશેઠ વનમાં આવીને રહ્યો છે. તેમાં કીલ્લાવાળા મોટા મહેલમાં પોતે રહે છે અને પરિવાર માટે બીજો મહેલ બનાવ્યો છે.

૧૬૪. તેના નામથી આ નગરનુ નામ દત્તપુર છે રાત્રીમાં આ નગરમાં કોઈ સુતું નથી. કેવલ તેનો પરિવાર રહે છે.

૧૬૫. આ શેઠના પરિવારમાં એક એક માણસ રોજ મરે છે. હવે જો તું તારૂ જીવન ઇચ્છતો હોય તો અહિંથી બીજા નગરમાં જા.

૧૬૬. તે સાંભલી વત્સરાજ ભય રાખ્યા સિવાય કાંઇક હસીને દત્ત શેઠ પાસે ગયો કર્માનુસાર ફલને માનતા સજ્જનોને ક્યાંય ભય હોતો નથી.

૧૬૭. એ વત્સરાજને આવતો જોઈને શેઠ ઉઠીને સામે ગયો. આપત્તિમાં આવેલા પણ મહાપુરુષનો વ્યવહાર સારો જ હોય છે.

૧૬૮. તેજસ્વી વત્સરાજને સુંદર આસન પર પોતાની પાસે બેસાડીને શેઠે પૂછ્યું. હે કુમાર! તમે ક્યાંથી આવો છો ?

૧૬૯. હે તાત! હું સમૃદ્ધિશાલી ઉજ્જયિની નગરીથી મારા કાર્ય અંગે આવ્યો છું અને ગ્રામ નગરોમાં ફરતો ફરતો અહિં આવ્યો છુ.

૧૭૦. શરીરથી અંગાર જેવો, દેદીપ્યમાન આભૂષણો પહેરવા છતાં શ્યામવર્ણવાળો અને કાંતિહીન મુખવાળો કોઇક પુરુષ ધીમી પગલે તેની પાસે આવ્યો

૧૭૧. વત્સરાજે તે દુઃખી માણસને જોઇને શેઠને પૂછ્યું. આણે આવાં દેદીપ્યમાન આભૂષણો પહેરેલાં હોવા છતાં દુભાયેલા જેવો કેમ લાગે છે.

૧૭૨. લાંબો નિઃસાસો મૂકીને શેઠે તેને પુત્રીનું વૃતાંત કહ્યું અને આ પહેરેગિરનો મારી પુત્રીનુ રક્ષણ કરવાનો વારો છે, એમ કહ્યું.

૧૭૩. સર્વ ભયમાં પ્રધાન મરણના ભયથી આ શ્યામ મુખને ધારણ કરે છે. તે સાંભળી સ્વભાવથી દયારસનો સાગર 'વત્સકુમાર' બોલ્યો.

૧૭૪. હે તાત! તે કન્યાનુ રક્ષણ કરવા હું જાઉં! અને કાયર વર્ગમાં શ્રેષ્ઠ આ ભલે અહિં જ રહે. વળી કાંઈક હસીને દત્ત શેઠ બોલ્યો. ચોરનો નાશ પોતાના બાણુથીજ કેમ ના થાય ?

૧૭૫. હંમેશાં મારી પાસેથી આજીવિકા ખાનારા અને અમારા તંત્રમાં નિમાયેલા આજ રક્ષણ માટે જશે અને તું તો નિશ્ચિંત બની સ્વતંત્ર રીતે સુઈ જા.

૧૭૬. આ પ્રમાણે બોલતા સદાચારી દત્ત શેઠને પૂછીને મહાઆગ્રહ પૂર્વક તે પુત્રીનું રક્ષણ કરવાને કીર્તિરૂપી પત્નીનું આકર્ષણ કરવા તે વત્સરાજ ગયો.

૧૭૭. જેઓ પોતાના કામોની સિદ્ધિ કરનારા છે તેઓ તો ઘરે ઘરે મળે છે. પરંતુ પરોપકાર કરવામાંજ નિપુણતાવાળા જેઓ છે તે સજ્જન પુરુષો તો માત્ર ગણત્રીનાજ હોય છે.

૧૭૮. શાણ ઉપર ઘસેલી તેજદાર તલવાર હાથમાં રાખી આવતા રૂપવાન ધીર પુરુષને જોઈ આશ્ચર્ય પામેલી દત્ત પુત્રી ચિત્તમાં વિચાર કરવા લાગી.

૧૭૯. સૂર્યમાંથી તેજ લઈને, કામદેવમાંથી રૂપ લઈને, સિંહમાંથી શૌર્ય લઇ બ્રહ્માએ મહા આશ્ચર્ય માટે આ એક પુરુષને બનાવ્યો ના હોય તેમ લાગે છે.

૧૮૦. દરેક સ્ત્રીઓમાં હું એકજ પાપી છું કે જેણીના માટે અવિનયીનાં જ્ઞાનની જેમ આવું નર રત્ન નાશ પામશે.

૧૮૧. નગર જનોને ખેદ પમાડનારી હું પોતાને અને પરને માટે ખરાજવા જેવી બની છું. અરે પાપના ઉદય વડે આ દોષનો નાશ થવાની આશા પણ નથી.

૧૮૨. ઉપરોક્ત વિચાર કરતી દત્ત શેઠની કન્યા પાસે આવીને પહેરેગિરના વેશમાં રહેલા કલાવાન વત્સરાજે સુંદર વાણીપ્રયોગથી તેને ખુશ કરી દીધી.

૧૮૩. હવે રાત્રીનો પહેલો પહોર વીતી ગયા બાદ તે દત્ત પુત્રી સુઈ ગઈ ત્યારે તે વત્સરાજ પોતાની શય્યામાંથી ઉઠી ઝરૂખા માર્ગે બહાર નીકળી પુરુષ પ્રમાણ કાષ્ટનો ટુકડો લઇ આવ્યો.

૧૮૪. વિસ્તૃત બુદ્ધિવાળા તેણે વસ્ત્રથી ઢાંકી તે ટુકડાને પોતાની પથારીમાં મૂકયો અને ભય વિનાના પોતે મંડલ (તલવાર) આકર્ષીને દીવાની છાયાનો આશ્રય લીધો.

૧૮૫. ક્ષણવારમાં બ્રહ્માએ પૂર્ણ ચંદ્રમાનુ ચૂર્ણ કરીને જ જાણે મુખ ન બનાવ્યું હોય તેવું મુખ ઝરૂખામાં પ્રવેશ કરતું જોઈ તે વિશેષ સાવધાન થયો.

૧૮૬. ઘરની અંદર આમ તેમ જોઇને મુખ ચાલ્યુ ગયું અને પોતાની કાંતિથી કમલોને લજ્જા પમાડતા હાથે ઘરમાં પ્રવેશ કર્યો.

૧૮૭ વલયવાળા તેના હાથમાં વિશાલ પ્રભાવશાલી બે ઓષધિઓ હતી. તેમાં એક ઔષધિથી ધુમાડો થાય અને બીજીથી ગમે તેવો ઘા રૂઝાઈ જાય

૧૮૮. ફૂંક મારવાથી ભયંકર ધૂમ સમૂહ નીકળ્યો અને તે ધુમાડાથી ક્ષણવારમાં આખુ મકાન ભરાઇ ગયું જેમ જલથી તલાવ ભરાઇ જાય તેમ.

૧૮૯. તે જોઈ આશ્ચર્ય પામેલો વત્સરાજ ઉભો રહ્યો. તે હાથે પહેરગીરની શય્યાને આમ તેમ સ્પર્શ કર્યો.

૧૯૦. જેટલામાં તે હાથ પહેલાની માફક કશું નક્કી કરી શકયો નહિ તેટલામાં ક્રોધથી લાલ બનેલા વત્સરાજે વેગપૂર્વક તે હાથ ઉપર તલવાર મારી.

૧૯૧. મોટા પ્રહારની પીડા પામવા છતાં તે હાથ જુદો પાડયો નહીં કારણ કે દેવોને મનુષ્યની જેવા પાર્થિવ શરીર હોતા નથી.

૧૯૨. હાથ નીકળ્યા બાદ "હું કોઇથી ઘણીજ ઠગાઇ ગઇ" એવી દેવીની ઉંચેથી બોલતી વાણી સાંભળી વત્સરાજ ગવાક્ષ માર્ગે તેના પાછળ દોડયો

૧૯૩. ભાગતા મનુષ્યની પાછળ પડવું તે હલકાપણું છે એમ માની પાછો ફર્યો અને પ્રહારની વેદનાથી દેવીના હાથમાંથી પડી ગયેલી બે ઓષધિઓ તેણે જોઈ.

૧૯૪. બન્ને ઓષધી લઈને વત્સરાજ ત્યાં જાગતો રહ્યો. એટલામાં દત્ત શેઠની કન્યા રાત્રી પુરી થઇ એમ જાણીને જાગી.

૧૯૫. જીવતા પહેરેગિરને જોઈ હર્ષિત બનેલી તે વિચારવા લાગી. અહો ! આ સત્પુરુષ અત્યંત સાહસિક અને પ્રભાવશાળી જણાય છે.

૧૯૬. અનંત શક્તિવાળા આ પુરુષે પહેરેગિરપણું સ્વીકારી મનુષ્યોના નાશથો ઉત્પન્ન થયેલા પાપથી મારૂં અને પોતાનું રક્ષણ કર્યું, તેથી મહાદયાળુ છે.

૧૯૭. પરાક્રમથી ખરેખર આ અર્જુન છે. ઉંચા પ્રકારના યશથી યુક્ત જેણે મારા પિતાનાં કલંકથી નાશી ગયેલી કીર્તિરૂપી ગાયને પાછી વાળી.

૧૯૮. જો મને આ પરણે તો તેની સાથે હું વૈષયિક સુખોને ભોગવું. બીજાની સાથે નહિ કારણ કે સમાન પતિ વિના સુખ મલતું નથી.

૧૯૯. તે પહેરેગિર વત્સરાજે રાત્રીનું વૃતાંત કહ્યું. તે બીના સાંભળી શ્રીદત્તની પુત્રી ખુશી થઈ.

૨૦૦. તેજ સમયે દાસી પાત્રમાં જલને દાતણ લાવી ને તે જલ ને દાતણ વડે મુખ શુદ્ધિ કરી.

૨૦૧. દાસીના મુખથી પહેરેગીર જીવતો છે એમ સાંભળી આશ્ચર્ય પામેલો દત્ત શેઠ જલ્દી ત્યાં આવ્યો અને કન્યાએ આપેલા આસન ઉપર બેસી રાત્રીની બીના પૂછી.

૨૦૨. ધારિણી પુત્ર વત્સરાજે રાત્રીમાં બનેલી બીના કીધી. સજ્જન પુરુષો કદિ પ્રાણાન્તે પણ જુઠું બોલતા નથી.

૨૦૩. ઉદાર ચિત્તવાળા દત્ત શેઠે તે વત્સરાજને કહ્યું, મારા કુલનો કલંકરૂપી કાદવ તારા બલરૂપી ગંગાજલ વડે ધોવાઇ ગયો.

૨૦૪. હે મહાનુભાવ! પોતાના ગુણથી ખરીદેલી આ કન્યાને તમે ગ્રહણ કરો. કેવલ પિતા હોવાથી કન્યાદાનમાં હું નિમિત્ત માત્ર છું.

૨૦૫. તેણે કહ્યું કે કુલાદિ જાણ્યા વિના તમારી કન્યા કેમ આપો છો ? ઉપેક્ષા કરવા લાયક અણુમાનીતી કન્યા પણ પરીક્ષા કર્યા વગર અપાતી નથી.

૨૦૬. આપ જેવા મહાપુણ્યશાલી પુરુષ અપયશનું ભાજન નજ થાઓ. કારણ કે અપયશ અનીતિથી ચાલનારાઓનેજ મળે છે.

૨૦૭. તમારી જો સત્કાર કરવાની ઇચ્છા છે તો બીજી રીતે પણ થઈ શકે છે તો હે શેઠ ! તમે એમજ કરો કે જેથી તમારૂં કલ્યાણ થશે.

૨૦૮. એમ વત્સરાજની વાણી સાંભળી બૃહસ્પતિ જેવો દત્ત શેઠ બોલ્યો. બલ અને વિવેકની મુખ્યતાવાળા તમારા ગુણોથીજ મને તમારા કુલાદિકનું જ્ઞાન થઈજ ગયું છે.

૨૦૯. જો આ કન્યાની ઉપેક્ષાજ કરવાની હોત તો જન્મભૂમિરૂપ પોતાના નગરને છોડીને અહિં શું કરવા નગર બનાવત ! અને રોજ એક પહેરેગિરનો નાશ કરનાર કાર્યને પણ શું કામ આદરેત !

૨૧૦. મણિઓને દેખી એકજ વારમાં પરીક્ષા કરી લઇએ છીએ, તો પછી પુરુષ રત્નને જોઈ નિર્ણય કરવામાં હું કેમ અસમર્થ નીવડું ?

૨૧૧. તમારી પરોપકારી બુદ્ધિજ તમો ઉત્તમ છો એમ મને જણાવે છે. સૂર્ય જેવો પ્રકાશ આપે છે તેવો આગીયો પ્રકાશ આપતો નથી.

૨૧૨. તમારી સાથેના સંયોગને પામીને આ મારી પુત્રી કુલકલંકને દૂર કરી જલ્દીથી પુણ્યના પ્રભાવથી યશને અપાવશે.

૨૧૩. એમ દત્તનો અત્યંત આગ્રહ જાણી વત્સરાજ બોલ્યો પહેલાં મેં સ્વીકારેલું કામ કરીને આવું. પછી તમારી ઇચ્છા પ્રમાણે કરીશ.

૨૧૪. એમ બોલતા વત્સરાજે અધિક આગ્રહરૂપી પ્રાર્થના કરી લગ્નોત્સવ કર્યો. જેમ સમુદ્રે લક્ષ્મીનો વિવાહ વિષ્ણુ સાથે કર્યો. તેમ કર્યું.

૨૧૫. તે રાત તેણીની સાથે ત્યાં વીતાવી સ્વીકારેલી પ્રતિજ્ઞાવાળી પોતાની વાત પત્નીને જણાવી પ્રાતઃકાલે મર્યાદાશીલ કુમારે પ્રયાણ કર્યું.

૨૧૬. હિંસક પ્રાણીઓથી ભરેલી અટવીમાં ભમતાં ભમતાં તરંગ વિનાના સ્થિર એવા તેણે વિશાલ વૃક્ષોથી શોભતું ઉંચું એક નગર જોયું.

૨૧૭. અને વિચાર્યું કે અદ્ભુત કિલ્લાથી શોભતું આ શું નગર છે? વળી જેમ બૌદ્ધ મતમાં ગોત્વાદિ જાતિ માનતા નથી તેમ અહિં પશુ વિગેરે કાંઇ દેખાતું નથી.

૨૧૮. એમ વિચારી એક નિર્મલ જલયુકત તલાવમાં સ્નાન કરી. થાક ઉતારવા કિનારા ઉપર વૃક્ષની છાયામાં તે બેઠો.

૨૧૯. ત્યાં ઘડાઓ સહિત પાણી ભરવા આવતી પાણીઆરીઓને જોઇ તે બુદ્ધિમાન વત્સરાજે એક સ્ત્રીને પૂછ્યું.

૨૨૦. આ નગરનુ નામ શું છે? આ પૃથ્વીનો માલીક કોણ છે? વળી હે કોમલાંગી! તમે વારંવાર પાણી ભરીને કેમ લઈ જાવ છો?

૨૨૧. તેની વાણી સાંભલી રોમાંચિત થયેલી સ્ત્રીઓ બોલી. વ્યંતર દેવીઓએ પોતાને ક્રીડા કરવા માટે આ નગરી બનાવી છે.

૨૨૨. આ નગરીની અને બધી વ્યંતર દેવીઓની જે સ્વામીની વ્યંતર દેવી છે તે ક્યાંક ગઈ હતી ત્યારે તે તલવારના પ્રહારથી હાથમાં વ્યથિત કરાયલી છે. (પીડાયલી છે)

૨૨૩. પ્રસન્ન થયેલા વ્યંતરપતિએ બે ઔષધીઓ આપી હતી. તે ખડ્ગના પ્રહારથી હાથમાંથી પડી ગઈ.

૨૨૪. તેમાંની એક ઔષધી કોઇપણ શસ્ત્રના ઘાની પીડાને દૂર કરનારી અને બીજી બીજાઓને ધૂમાડો પેદા કરતી એટલે અંધ બનાવનારી ઔષધી હતી.

૨૨૫. તે ઔષધીના પ્રયોગ વિના તેના હાથની પીડા શાન્ત થાય તેમ નથી છતાં પાણીથી સિંચાય તો કાંઇક પીડા દૂર થાય માટે અમે પાણી લઈ જઈએ છીએ.

૨૨૬. હું માનવી વૈદ્ય છું. મારી ઔષધી વડે તમારા સ્વામીની હાથની પીડા શાન્ત થશે એમ જઈ તમે તમારી સ્વામિનીને કહો.

૨૨૭. વત્સરાજની વાત સાંભળી સ્વામિની પાસે જઈ વાત કરી. કારણકે પોતાના સ્વામીનું હિત કરનારા તેમાં શું વિલંબ કરે ખરા?

૨૨૮. હર્ષ ભરેલાં નેત્રકમળવાળી થયેલી તે દેવીએ તેજ વખતે તે વૈદ્યને બોલાવ્યો. તે વત્સરાજે પણ તેની આજ્ઞા મેળવી માયાનો આશ્રય કરી વૈદ્યપણાનો મોટો આડંબર કર્યો.

૨૨૯. એક વખત પ્રસન્ન થયેલી જલ લાવનારી દેવીએ કુમારને એકાંતમાં કહ્યું કે જ્યારે મારી સ્વામીની તમારી ઉપર ખુશ થાય ત્યારે ચાર વસ્તુ માંગવી.

૨૩૦. હે કામદેવ જેવા સ્વરૂપવાન! તે વખતે મહેલમાં રહેલી બે કન્યા, ઈચ્છિત આપનાર એક પલ્યંક ને એક ઘોડો માંગજો.

૨૩૧. પીડાને દૂર કરવા માટે ખૂબ આડંબરપૂર્વક તે ઔષધીનો પ્રયોગ કરીને તેણે તે દેવીની પીડા દૂર કરી.

૨૩૨. તે વ્યંતર નાયિકા દુઃખ રહિત થઈને રાજી થઈ બોલી, આ પીડા મને તમેજ ઉત્પન્ન કરી હતી! હા એ પ્રમાણે વત્સરાજે કહેતાં તે બોલી–

૨૩૩. તમારા આ સાહસથી હું ખુશ છું. જે ઈચ્છા હોય તે માગો એમ કહેતાં તે વત્સરાજે પહેલીજ કન્યાદિ ચારે વસ્તુ માંગી....

૨૩૪. ત્યારે વ્યંતર દેવીએ તેને કહ્યું કે હે પુત્ર? ચોક્કસ તને કોઈ ઘર ભેદુ મલી ગયો છે જેથી તે ગુપ્તચર વસ્તુ માંગી. પરંતુ ચારની હકીકત તું સાંભળ.

૨૩૫. આ ભારત વર્ષમાં વૈતાઢ્યને શોભાવનાર વિદ્યાધરોની એક ચંપા નામની નગરી હતી.

૨૩૬. ત્યાં શત્રુરૂપી ઘાસને ઉડાડવામાં પવન સમાન ગંધવાહ નામે રાજા રાજ્ય કરે છે. તેને બે પત્ની હતી. પ્રથમ પત્ની સુવેગિકા અને બીજી મદનવેગા.

૨૩૭. તે બંનેને બે પુત્રી થઇ. પહેલી રમણીઓમાં રમ્ય એવી રત્નચૂલા ને બીજી જાણે બીજી રંભા ન હોય તેવી કનકચૂલા નામે હતી.

૨૩૮. ગંધવાહ રાજાની બે પુત્રી સરસ્વતી ને લક્ષ્મી જેવી થઈ. તે બન્નેને જોઈને પોતાને ન મલવાથી કોને દુઃખ ના થાય?

૨૩૯. યૌવનથી અત્યંત શોભતી તે બંનેને જોતાં અને વરનીજ ચિંતામાં વ્યાપ્ત થયેલા રાજાની આગળ તે સભામાં એક નૈમિત્તિક આવ્યો.

૨૪૦. પ્રણામ કરી આશીર્વાદ આપ્યા પછી તે રાજાએ જ્યોતીષીને પૂછ્યું હે જ્ઞાનનિધિ! આ બે કન્યાનો પતિ કોણ થશે તે કહો.

૨૪૧. તે જ્યોતીષીએ નિમિત્ત જોઈને રાજાને કહ્યું. કારણકે બુદ્ધિમાન માણસો મોટાઓને વિચાર્યા વગર જવાબ આપતા નથી.

૨૪૨. આ બંને કન્યાઓ કામદેવ સરખા રૂપવાળા વત્સરાજની પત્નીઓ થશે. એ સાંભળી રાજા નિશ્ચિંત થયો.

૨૪૩. પછી ગંધવાહ રાજાએ દૈવજ્ઞને પૂછ્યું. હું વિદ્યાધર છું ને તે પૃથ્વીમંડલનો રાજા છે તો કઈ રીતે તે કન્યાઓ વત્સરાજને મળી શકશે?

૨૪૪. હે રાજન્ ! તમારી સાક્ષીમાં આ વિવાહ થશે નહિ કારણકે તમારૂ આયુષ્ય ફક્ત એકજ મહિનાનું છે.

૨૪૫. હે રાજન ! આ પૃથ્વીનો સુર રાજા તમારો બનેવી છે કે જેની સાથે તમારી બેનનો વિવાહ કરેલો તેજ મહા પરાક્રમશાલી સૂર સરખા તમારા પિતાએ આપેલી હતી.

૨૪૬. તે રાજા પૂર્વભવના પ્રેમવશ કોઈ સુંદર કન્યા જોઈ આસક્તિવશથી તેની સાથે લગ્ન કરી તમારી બેનનુ નામ ભૂલી ગયા.

૨૪૭. તે પણ શોકયની ઈર્ષ્યાથી લાંબાકાળ સુધી તપ કરી મરીને વ્યંતર દેવી થઈ તપથીજ જાણે મલ્યું હોય ના. (અથવા તપ વડે શું ના મલે)

૨૪૮. સુર રાજાની બીજી પત્ની મરીને નગરશેઠ દત્તશેઠની પુત્રી શ્રીદત્તા તરીકે પ્રસિદ્ધ થઈ

૨૪૯. કલ્પનામાં ન ઉતરી શકે એવી સુદરતાના સ્થાનભૂત તે અત્યારે ઉર્વશી જેવી છે ને વ્યંતર દેવી તેની ઉપર દ્વેષ રાખે છે.

૨૫૦. પ્રિય વિનાનો જે પહેરેગિર પહેરેગિરપણું કરશે તેને પ્રચંડ ક્રોધવાળી હું નક્કી યમના ઘેર પહોંચાડીશ (મારી નાખીશ.)

૨૫૧. એમ અવધિજ્ઞાન વડે જાણીને શ્રીદત્તા ઉપર દ્વેષ કરતી હંમેશાં પહેરેગિરોને મારે છે તો તું તેની પાસે આજકાલમાં આ બે કન્યાને લઈ જા.

૨૫૨-૩ દત્તશેઠની કન્યાનુ પહેરેગિર પણું સ્વીકારીને વ્યંતર દેવીરૂપ તમારી બેનના હાથમાં પીડા કરશે અને ત્યાર પછી દત્તશેઠની કન્યાને પરણીને દાસીવડે વૈદ્ય તરીકે જાહેર થઈને તે વત્સરાજ તેનો હાથ સાજો કરી તેની પાસેથી વચન લઈ મનુષ્ય મારવાનુ કાર્ય બંધ કરાવી તારી બે કન્યાને પરણશે. ૨૫૨-૩

૨૫૪. આ રીતે વિદ્યાધર જ્યોતીષીનુ વચન સાંભળી બંને કન્યા આપી ગયો અને તે દુષ્કર તપ કરવા લાગ્યો.

૨૫૫. નિર્મલ આશયવાળો તે એક મહિના પછી મરીને વ્યંતરનો નાયક થયો. ને અવધિ જ્ઞાનથી જાણી મને પલ્યંકને ઘોડો પ્રેમથી આપ્યાં

૨૫૬. નિષ્કપટી એવા તમોને હું આ ચારે રત્ન આપું છુ તે તમે ગ્રહણ કરો એમ વૃતાંત કહીને વ્યતરદેવી મૌન રહી.

૨૫૭. સંપત્તિ સાથે વ્યંતર દેવીએ આપેલી બે કન્યા સાથે વત્સરાજે લગ્ન કર્યું અને તે વ્યંતર દેવીએ કન્યા દાનમાં પલંગને ઘોડો આપ્યાં.

૨૫૮. તે વત્સરાજ બંને પત્નીઓ સાથે જ્યોત્સા અને કલા સાથે ચંદ્ર શોભે તેમ શોભતો વિષય સુખને ભોગવવા લાગ્યો.

૨૫૯. હવે તે દેવીદત્તની કન્યાને વત્સરાજની પત્ની માનીને પૂર્વજન્મનુ વૈર છોડી પુત્રીની જેમ માનવા લાગી.

૨૬૦. એક વખત રાત્રી વીત્યાબાદ વત્સરાજ પોતાની પ્રતિજ્ઞાનો વિચાર કરવા લાગ્યો કે હું ખરેખર હાથીની જેમ વિષય રૂપ કાદવમા કેમ ખુંચી રહ્યો છું!

૨૬૧. જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે પુરુષોનુ ભૂષણ પુરુષાર્થ છે. પ્રતિજ્ઞાભ્રષ્ટ પુરુષ તે પુરુષાર્થ-હીન કહેવાય છે.

૨૬૨-૬૩ ચિન્તનશીલ એવા તે વત્સરાજે આ પ્રમાણે વિચાર કરીને માતાના સ્થાન સમાન તે દેવીને પ્રણામ કરીને પ્રભાતમાં પોતાની પ્રતિજ્ઞા જણાવીને અને તે દેવીએ આજ્ઞા આપતાં વાહનની અપેક્ષારૂપ પલંગ ઉપર ચઢીને બન્ને સ્ત્રીઓ સાથે આકાશમાર્ગે અખિલ ભુવનને જોતો દત્તાના મહેલમાં આવ્યો

૨૬૪. પોતાના મહેલમાં ઘોડા સહિત પલંગ જોઇને દત્તાએ જાગીને જોયું ને મનમાં આશ્ચર્ય અનુભવવા લાગી.

૨૬૫. મનુષ્ય, પલંગ વિગેરે મહેલના સાતમે માળે આવે એ ભલે આશ્ચર્યરૂપ નથી પણ ઘોડો કેવી રીતે આવી શકે એ આશ્ચર્યરૂપ છે.

૨૬૬. આ બધી ઈન્દ્રજાલ છે અથવા મારી દૃષ્ટિનો ભ્રમ છે અથવા બુદ્ધિભ્રમ છે. એમ વિચારતી પલંગ પાસે ગઈ.

૨૬૭. શ્રીદત્તાએ પડદો ઉઘાડી રતિ અને પ્રીતિ સાથે રહેલા જાણે કામદેવ ન હોય તેમ પોતાના પતિને જોઈ અત્યંત આનંદિત થઈ.

૨૬૮. મનમાં જાણે આનંદ સમાતોજ ન હોય તેમ દત્તાએ તે વાત પિતાની પાસે જઈને જણાવી. તે દત્તશેઠ પણ આશ્ચર્યચકિત થયા અને મહેલ ઉપર આવ્યા.

૨૬૯-૭૦-૭૧. લક્ષ્મી સહિત વિષ્ણુ જેવા પોતાના જમાઈને આવેલો જોઈને જેમ ચંદ્રમાથી. રત્નાકર તુષ્ટ થાય. અનેક રસયુક્ત શ્રેષ્ઠી અત્યંત આનંદમાં આવી ગયો. સામે આવતા સસરાને જોઇ પોતાના આસનથી ઉઠીને વત્સરાજે નમસ્કાર કર્યો અને તેની પત્નીએ સંપૂર્ણ વાત કહી પુણ્યના પ્રભાવવાળું વત્સરાજનું વૃતાંત સાંભળી દત્તશેઠ ઘણુંજ આશ્ચર્ય પામ્યા અને પોતાને આવો જમાઈ મળવા બદલ ભાગ્યશાલી માનવા લાગ્યા. ૨૬૯-૭૦-૭૧

૨૭૨. ત્રણ શક્તિથી રાજ રાજેશ્વર હોય તેમ ત્રણ પત્નીયુક્ત વત્સરાજ રાત્રીનો પ્રથમ પહોર વીત્યાબાદ પલંગ ઉપર બેસી વિશાલા (ઉજ્જયિની) નગરીમાં આવ્યો.

૨૭૩. તે વત્સરાજે પોતાની માસી કનકશ્રીને દિવ્યવસ્ત્ર આપ્યું, તે કનકશ્રી પ્રાતઃકાલમાં દિવ્યવસ્ત્ર પહેરી માનવ લોકમાં રહેલી પોતાને દેવી જેવી માનવા લાગી.

૨૭૪. હે પુત્ર ! દિવ્યવસ્ત્ર આપીને તમે પોતાની પ્રતિજ્ઞા પુરી કરી તેથી એમ લાગે છે કે ચંદ્ર જેવા ઉજ્વલ એક યશરૂપી વસ્ત્ર વડે દશે દિશાઓને ભરી દીધી.

૨૭૫. આ રીતે કનકશ્રી વત્સરાજની પ્રશંસા કરતી ચરણમાં નમતા તેને ખોળામાં બેસાડી તેના મસ્તકરૂપી કમળને ભમરીની જેમ સુંઘવા લાગી.

૨૭૬. વ્યંતર દેવીએ આપેલ પલંગ, ત્રણ સ્ત્રી તથા ઘોડો વગેરે વસ્તુ સહિત તેણે પોતાની માતાને અને માસીને આદરપૂર્વક નમસ્કાર કર્યો.

૨૭૭. વિવાહમાં થયેલા ઉત્સવોને તેમજ જુદા જુદા દેશોમાં ભ્રમણ કરવાથી જોયેલાં અનેક આશ્ચર્યોનું વર્ણન કરવા પૂર્વક ભક્તિથી માતાને ખુશ કરતો વત્સરાજ એક હોવા છતાં અનેક જેવો દેખાયો. ૨૭૭

૨૭૮. તે વત્સરાજ ત્રણ સ્ત્રિયોથી યુક્ત. ત્રણ નેત્રોવાળા શિવની જેમ અને ઘણી સંપત્તિથી યુક્ત ચંદ્ર રેખાને ધારણ કરતા શિવની જેમ શોભવા લાગ્યો.

૨૭૯. એક દિવસ રાજહંસી જેવી તે કનકશ્રી માંદી પડી ને મરી ગઈ આશ્ચર્યની વાત તો એ છે કે પ્રિયહંસે છોડી દીધી અથવા કહો કે પ્રેમ સ્થિર દેખાતો નથી.

૨૮૦. તે સુંદરી મરી જવાથી ધિરજ છોડીને શોકયુકત થઈ રાજા અત્યંત વિલાપ કરવા લાગ્યો.

૨૮૧. જેમ પુરુષ હાથ, પગ, મુખ, કાન, નેત્ર વગેરે બધું હોવા છતાં નાક વિના શોભતો નથી તેમ મારૂ સપ્તાંગ રાજ્ય પણ. હે રાણી ! તમારા વિના શોભતું નથી.

૨૮૨. અમૃતસરખી અધિક મીઠીને કોમલ તારી વાણી ક્યાં ગઈ ? તારૂ મધુર કટાક્ષવિલોકન ક્યાં ગયું ? મને તો એમ જ જણાય છે યુવાન પુરુષના ચિત્તમાં કામને પોષણ કરનાર આ બંને વસ્તુ યમરાજ લઈ ગયો.

૨૮૩. હે મૃગાક્ષિ ! તારા અંગથી મળતુ સુખ બીજા કોઈ ઠેકાણે ક્યારેય મલે તેમ નથી. જેમ પુણ્યથી કોઈ અમૃત મેળવે તેની સમાનતા ક્યાંથી થાય.

૨૮૪. આમ ઘણાજ વિલાપ કરતા રાજાને વત્સરાજે શોકના તાપને શમાવવામાં પાણી સમાન સુભાષિતોથી સમજાવ્યો.

૨૮૫. ગંભીરતામાં સમુદ્ર કરતાંય વધી જાય તેવા તમારા જેવા શોક કરવા માંડશે તો તે અંદર જ રહેલા વડવાનલથી સમુદ્ર સુકાઇ જશે.

૨૮૬. વિજળી, ગજકર્ણ ને ધનુષનો સાર ભાગ લેઇને અત્યંત ચંચલ બનેલા આયુષના નાશમાં કોણ બુદ્ધિમાન શોક કરે !

૨૮૭. પોતાનું યૌવન, જ્ઞાન, બલ, જીવન એ સર્વે વસ્તુ નાશવંત છે, તો હે રાજન ! તમે ક્ષુદ્ર શોકને વશ કેમ થાઓ છો ?

૨૮૮. વત્સરાજની આવા પ્રકારની વચન રચનાથી રાજા શોક રહિત થયો. ચારે બાજુ મેઘ વર્ષે ત્યારે પર્વતો તાપ ધારણ કરે ખરા ? ( ન જ કરે.)

૨૮૯. વત્સરાજે ઘેર જઈ પોતાનો વિચાર પોતાની સ્ત્રીઓને જણાવ્યો કે જો તમારી ઇચ્છા હોય તો રાજાને ભોજન માટે આમંત્રણ આપું.

૨૯૦. ત્યારે પત્નીઓએ કહ્યું કે રાજાને ઉત્સવ વખતે પણ ભોજન માટે ઘેર બોલાવવો ઠીક નહીં. પણ જો તમારી ઇચ્છા જ હોય તો રાજમહેલમાં સત્કાર કરવો ઠીક છે.

૨૯૧. ત્યારે વત્સરાજે કહ્યું જો અહિં નિમંત્રણ આપીએ તો આપણું ગૌરવ થાય માટે નિમં-ત્રણ કરી ઘેર બોલાવી સારો સત્કાર કરી આપણે જન્મ સફલ કરીએ.

૨૯૨. હે સ્વામિ ! જો તમારો એવો જ વિચાર છે. તો અમને બધાને પ્રગટ કરશો નહિ. આ પ્રમાણે સ્વીકાર કરી વત્સરાજ રાજા પાસે ગયો અને નિમંત્રણ પૂર્વક પ્રાર્થના કરી.

૨૯૩. રાજા બોલ્યો હે વત્સરાજ ? આ તારું આમંત્રણ તને જ અહિતકારક થાય તો તારી પ્રવૃત્તિથી સર્યું. બીજી રીતે પણ તારા ગૌરવની જાહેરાત થઈ શકશે ?

૨૯૪. હે રાજન ? તમારી પધરામણી સિવાય બીજી રીતે પોતાની પ્રતિષ્ઠા થાય તેવુ હું માન-તોજ નથી અને નિમંત્રણ હાનિકારક તો માત્ર તેનુંજ બને કે જેના ઉપર આપની કૃપા ન હોય ?

૨૯૫. હે રાજન્ ! તમારા સુખનું દર્શન હું સાક્ષાત્ મહાપદ્મ જેવું માનું છું વળી જેને પોતાના વિકાસમાં કોઈ દિવસ સૂર્યોદયની પણ આકાંક્ષા હોતી નથી.

૨૯૬. જેના બે નેત્રો કમલોને જીતી લે છે કારણ કે કમલ તો માત્ર પોતાનો જ વિકાસ કરે છે જ્યારે તમારી આંખો જગતને ખુશ કરે છે. તમારો કંઠ શંખને જીતી લે છે. આપની ગણુ રેખા ત્રણ જગતને જીતનારી છે.

૨૯૭. આપે શરીરની કાંતિથી કામદેવનો પણ તિરસ્કાર કર્યો છે માટેજ મગર અજિત રહ્યો છે. સ્વાભાવિક રીતે રાજ્યભારને ધારણ કરવાથી કાચબાને પણ જીતીજ લીધો છે.

૨૯૮. કૃષ્ણને છોડી લક્ષ્મી સ્વયંવરા બની તમોને વરી આથી કૃષ્ણ પણ તિરસ્કૃત બન્યો. આ તમારા દાંતોની આગળ મર્ચકુંદનાં ફૂલની શોભા પણ ઓછી જ દેખાય છે.

૨૯૯. વિશ્વમાં ફેલાતા યશના સમૂહરૂપ તમારા અત્યંત ગોરવર્ણથી નીલ (ગગન) પણ તિરસ્કૃત થયેલું છે. જીભના અગ્રભાગમાં સરસ્વતીનો વાસ થવાથી તમારી આગળ વિદ્વાન પણ લજ્જીત થયા છે.

૩૦૦. નવનિધિઓમાં ઉચ્ચ રાજેશ્વરપણું ધારણ કરતા તમે તમારા ચરણકમલથી મારૂં ઘર શોભાવવામાં કેમ ભય ધારણ કરો છો ?

૩૦૧. એમ આગ્રહ કરી રાજાને આમંત્રણ આપી પોતાને ઘરે વત્સરાજ આવ્યો ને પોતાની સ્ત્રીઓ સાથે સોગટા બાજી રમવા લાગ્યો.

૩૦૨. ઉચ્ચ બુદ્ધિવાળા વત્સરાજને ઘરે રસોઈ કેટલી થઈ છે તે જઈને જુઓ એમ રાજાએ દ્વારપાલને જણાવ્યું.

૩૦૩. તે દ્વારપાલ જલ્દીથી જઈને વત્સરાજની માતાને આ પ્રમાણે પૂછયું કે શ્રેષ્ઠકુમાર ક્યાં છે? માતાએ કહ્યું કે ગોખમાં સોગઠે રમે છે.

૩૦૪-૫ તે ચારે બાજુ ઘરમાં જોઈ ને અને આ પ્રમાણે પૂછીને જલ્દી પાછો ફર્યો. અને નમીને રાજાને જણાવ્યું કે ત્યાં તો પાકના ચિન્હ તરીકે ધૂમાડો પણ ક્યાંય દેખાતો નથી. ૩૦૪-૫

૩૦૬. પાડોશીના ઘરમાં જઈને જો એમ રાજાએ કહ્યું. વત્સરાજની ક્યાંય રસોઇ થઇ રહી છે કે નહિ! જઇને જોયુ ને કહ્યું અડખે પડખે પણ કશું ચિહ્ન જણાતું નથી.

૩૦૭. ત્યારે રાજા બોલ્યો કે વત્સરાજે મારી વગર વિચારે મશ્કરી કરી કે શું? મને આમંત્રણ આપીને તેણે પોતાને ઘેર રસોઈ કેમ ન બનાવી?

૩૦૮. આમ રાજા વિચાર કરતો હતો તેટલામાં વત્સરાજે આવીને આમંત્રણ આપે છે કે હે સ્વામિન્! આપ મારા ઉપર પ્રસન્ન થાઓ અને આપના ચરણકમલથી મારું ઘર પવિત્ર કરો.

૩૦૯ રાજાએ ભ્રકુટી ચઢાવીને વત્સરાજને કહ્યું કે જેમ વિદ્યાગુરુ સાથે શિષ્યને હાસ્ય શોભતું નથી તેમ મારી સાથે તારૂ હાસ્ય શોભતું નથી.

૩૧૦. મેં પ્રથમથી જ નિષેધ કરવા છતાં તેં મને આગ્રહ પૂર્વક નિમંત્રણ આપ્યું જ્યારે ઘરે જઈને કોઈ પાકાદિ ક્રિયા જ કરી નહિ.

૩૧૧. વત્સરાજે જવાબ આપ્યો કે-એક સામાન્ય સેવક પણ રાજાની હાંસી કરતો નથી તો હું તો મહારાજાના ચરણમાં જીવન ધારણ કરનારો તમારી સાથે હાંસી કરવા કેમ સમર્થ થાઉં.

૩૧૨. મારી વાણી ક્યારેય પણ આપે ખોટી પડી તો જોઈ નથી. માટે હે મહારાજા? પધારો ને મારૂ ઘર પવિત્ર કરો અને આપ ત્યારેજ બધું જાણી શકશો.

૩૧૩. વત્સરાજની નમ્રતા જોઇ હાથી ઉપર બેસી સામંતો અને મંત્રીઓ સાથે રાજા તેને ઘેર ગયો.

૩૧૪. મંત્રીઓએ જેના હાથને ટેકો આપ્યો છે એવો રાજા સુવર્ણરત્નના આભરણોથી સુશોભિત હાથી ઉપરથી જલ્દી ઉતર્યો.

૩૧૫. હવે તે વત્સરાજે ઉતાવલે આગળ થઈને જલપૂર્ણ સ્વર્ણપાત્ર લઇ દ્વારદેશના આભૂષણ સ્વરૂપ તે રાજાનું પાદ પ્રક્ષાલન કર્યું (પગ ધોયા.)

૩૧૬-૧૭ ઘરમાં પેસતાં જ કોઇક ઠેકાણે પાન બીડાના ઢગ તૈયાર કરતા સુસજ્જિત નોકરો વાળું, કોઇક ઠેકાણે સ્થાપન કરેલાં આસનોને છેડે છેડે સ્ખલિત થતા લોકોના પગલાં વાળું, તેમજ કોઈ ઠેકાણે તૈયાર કરેલાં સેંકડો થાળીઓથી શોભતા બીજા ઘરમાં પ્રવેશ કરતો રાજા આશ્ચર્યમાં ગરકાવ થઈ જોવા લાગ્યો ૩૧૬-૩૧૭

૩૧૮. પગ સંભાળીને મૂકજો એમ વારંવાર બોલતા વત્સરાજે રાજાને ટેકો આપી રહેલ ઉપર લઈ ગયો.

૩૧૯. અને ત્યાં ચોથા માળે ચિત્ર વિચિત્ર મસરૂની તળાઈઓ વાળી સાત શય્યા ચોથી યુક્ત સિંહાસન ઉપર રાજા બેઠો.

૩૨૦–૨૧ સ્વાતિ નક્ષત્રના યોગથી મારૂ પુણ્યરૂપી મોતી ફલ્યું એમ સામુદ્રિક લક્ષણોવાળા હાથ જોડીને વત્સરાજ બોલવા લાગ્યો.

૩૨૨. વળી આપ જેવા પુણ્યશાલી પુરુષો અમારા જેવા પુણ્ય રહિત પુરુષોના મકાનમાં કયારેય પણ પધારો નહિ જેમ જલની પીપાસાવાળો પણ રાજહંસ મરૂધર દેશમાં કદાપી જતો નથી.

૩૨૩. અમારો પુણ્યરૂપી શરદ ઋતુના પ્રકર્ષ વડે રાજહંસ સરખા આપ પધાર્યા તેથી મારે ઘેર લક્ષ્મીનો વાસ થયો મારી આશા સંપૂર્ણ થઈ.

૩૨૪. એવા પ્રકારના વચનો બોલીને મોટા સ્વર્ણ થાલ મંડાવી અમૃતના સ્વાદ કરતાં ચઢીયતાં પરમાન્ન રાજાને જમાડવા લાગ્યો.

૩૨૫. સ્રીઓના સમુદાયે નિષેધ કરવા છતાં વત્સરાજના આગ્રહથી આવેલી સર્વ પત્નીઓએ રાજાને દહિ આદિ સર્વપ્રકારની રસોઈ જુદિ જુદિ રીતે પીરસી.

૩૨૬. કામદેવના શસ્ત્ર રૂપી સૌન્દર્ય વાળી પીરસતી સ્ત્રીઓને જોઇને રાજાની મન વચનને કાયાની ચેષ્ટાઓ તેઓની સાથે જડાઈ ગઈ.

૩૨૭. વિચિત્ર વેષભૂષણવાળી સ્રીઓને જોતો રાજા. આ એક છે બે છે કે ત્રણ છે એમ નિર્ણય કરવામાં અસમર્થ થયો નહિ.

૩૨૮. કામરૂપી શિકારીની કુશળતા લોકો એ જોયેલી જ છે કે, પુષ્પરૂપી બાણો વડે અદૃશ્ય મનો રૂપી મદોન્મત્ત હસ્તિને ઘાયલ કરે છે.

૩૨૯. તે વખતે તેણે (પીરસતી સ્ત્રીઓને કામના આવેગવાળો થયેલા) શું આતીખું છે કે કડવું છે કે મધુર છે કે ખાટું છે કે શું તુરું છે કે શું ખારૂ છે. તે બધુ ભૂલી ગયો.

૩૩૦. બધુંજ પેટમાં પધરાવતા રાજાને તેઓએ સાક્ષાત્ પિશાચ તરીકે ઓળખ્યો મનુષ્યપણામાં પણ દેવભાવને ધારણ કરતો આ કામદેવ કેમ નિંદવા યોગ્ય થાય ?

૩૩૧. વિધિનો જાણકાર તે વત્સરાજે અમાત્ય સામંત નોકરો વિગેરે સહિત તે રાજાનો મુકુટ હાર વિગેરે આભૂષણોથી સારો સત્કાર કર્યો

૩૩૨. કામદેવના બાણથી ઘાયલ થયેલો તે રાજા પોતાના મહેલમાં ગયો અને કામ ક્રીડાની ઇચ્છાથી આકુલવ્યાકુલ થયેલા તેણે પોતાના મંત્રીને એકાંતમાં બોલાવી કહ્યું.

૩૩૩. જ્યારથી વત્સરાજની સ્ત્રીઓની મનોહરતા મે જોઈ ત્યારથી તેને લગતા વિષયની પીડા મને અત્યંત સતાવવા લાગી.

૧૪

૩૩૪. અને મંત્રીઓને કહ્યું કે તેની સાથે મેલાપ થાય તેવું કાંઈક કરો કારણ કે વિચારમાં ચંચલ મનવાળા અમારા માટે તમારા સિવાય બીજુ કોણ પૂછવા યોગ્ય છે.

૩૩૫. એક મંત્રી બોલ્યો. કે હે રાજન્ ? વીરને યોગ્ય પરાક્રમવાળા તમે જીવંત છો તે સિંહની કેશવાળી છટાવાળી વત્સરાજની પ્રિયાઓને બીજો કોણ ગ્રહણ કરવા સમર્થ છે ?

૩૩૬. સભામાં આવેલા તે વત્સરાજને સિંહાસન ઉપર બેસાડવો જોઈએ અને એવો કોઈ અપરાધ આપી તેને મૃત્યુને શરણે કરવો જોઈએ.

૩૩૭. આવો ઉપાય કરવાથી લોકમાં આપની નિંદા નહિ થાય માથું ધૂણાવતા બીજા મંત્રીઓએ પણ આ મંત્રણાની પ્રશંસા કરી.

૩૩૮. જ્યારે વત્સરાજ સભામાં આવ્યો ત્યારે સરખે સરખા સભાજનોએ સિંહ નામના રાજાને દૂર કરી તેના આસન ઉપર બેસાડયો.

૩૩૯. જ્યારે નરસિંહના આસનથી ઉઠીને વત્સરાજ પોતાના ઘર તરફ જાય ત્યારે નરસિંહ રાજાએ ક્રોધપૂર્વક સિંહ દ્વારમાં જ યુદ્ધ વડે રોકી લીધો.

૩૪૦. હે અભિમાની વત્સરાજ તુ મારા આસન ઉપર કેમ બેઠો અને હવે બેસીને કયાં રહીશ ગરુડનું અપમાન કરી ભુજંગ કેવી રીતે જીવવાનો હતો.

૩૪૧. સિંહનું વચન સાંભળીને બલવાન તે વત્સરાજ યુદ્ધ કરવા માટે તૈયાર થયો સમર્થ પુરુષ અપમાન કેમ સહી શકે.

૩૪૨. તે બંને નરસિંહને વત્સરાજે જોનારાઓના મનોવિનોદ માટે થોડી વાર યુદ્ધ કર્યું અને પછીથી અધિક બલવાન વત્સરાજે સિંહરાજને જીતી લીધો.

૩૪૩. ચારે બાજુ પોતાના મસ્તકને ફેરવીને પોતાના પુરુષાતનના ઓવરણાંની ઇચ્છાને જાણે સફળ જ ન કરતો હોય તેમ વીર એવા વત્સરાજે ચારે બાજુ ફેરવીને રોષથી એકદમ દૂર ફેંકી દીધો.

૩૪૪. મંડપથી નજીકમાં પડેલા અને પૃથ્વી ઉપર પડવાના તીવ્રઘાથી સિંહરાજાના ફરીથી ઘા લાગવાની શંકાજ ન કરતા હોય તેમ પ્રાણોએ પ્રયાણ કર્યું સિંહરાજા મરી ગયો.

૩૪૫ વત્સરાજ ઘેર ગયો ત્યારે બંને વિદ્યાધરી પ્રિયાઓએ કહ્યું-હે પ્રાણપ્રિય ? અમે આપને પહેલેથીજ નિષેધ કર્યો હતો છતાં દુષ્ટ આશયવાળા રાજાને આપે આમંત્રણ આપ્યું.

૩૪૬. પોતેજ નિર્માણ કરેલા ખરાબ વિચારોથી શું તમે જીવનના સંશયને ન પામ્યા તો હજુ પણ વગર વીચારે વૃક્ષને પાડવાથી (કાર્ય કરવાથી) અનર્થ રૂપી ફ્લ પેદા કરશો.

૩૪૭. પરંતુ સિંહરાજા બલવાન હોવા છતાં અમારા ઘાથી મરી ગયો તો પણ હે આર્યપુત્ર ! હવે તમે અહિ પ્રમાદ છોડી સાવધાન થઇને રહો.

૩૪૮. વત્સરાજે બલવાન સિંહ રાજાને માર્યો એમ સાંભળીને રાજાએ મંત્રીઓને બોલાવીને આસને બેસાડીને પૂછ્યું.

૩૪૯. મંત્રીઓએ કહ્યું બલવાન પરાક્રમવાળા સિંહરાજને મારી નાખ્યો તો પણ તેની પાસે વાઘણનું દુધ અત્યારે મંગાવો.

૩૫૦. તો અવશ્ય હે રાજન્ ? પ્રતિજ્ઞાપાલક તે આપની આજ્ઞા તો માનશેજ અને લાંબા કાલે આ ઉપાય વડે નિશ્ચે યમરાજનો મહેમાન થશે.

૩૫૧. બીજે દિવસે આવેલા વત્સરાજને મંત્રીઓએ બતાવેલા પ્રયોગ પ્રમાણે રાજાએ વાઘણનું દુધ લાવવા માટે આદેશ કર્યો.

૩૫૨. શત્રુઓને આધીન કરાર વત્સરાજ રાજાની આજ્ઞા સ્વીકાર કરી જ્યારે ઘરે આવ્યો ત્યારે બે વિદ્યાધરી સ્ત્રીએ કહ્યું હે કાન્ત ! (મારી નાખવા માટેનો) આ તદ્દન હલકટ હુકમ આપ્યો છે.

૩૫૩. હે સ્ત્રી તમને બન્નેને જલ્દીથી આવીને કોણે કહ્યું તે બંને બોલી હે સ્વામી ! ત્યાં રહેલી અમે પોતેજ સાંભળ્યું.

૩૫૪. હે સ્વામી! રાજાના સમાગમના દિવસથી માંડીને શંકા રાખતી અમે તમારો અંતરાય નાશ કરવા માટે તમારી પાછળ નિરંતર ફરીએ છીએ જ.

૩૫૫. આ જ્ઞાની સિદ્ધિને માટે આ યક્ષ રૂપી ઘોડા ઉપર ચઢી મહાભયંકર અટવીમાં તમે જાઓ કે જ્યાં સુંદર શરીરવાળી જે ક્ષેત્રદેવી છે તે અમારી માતાની બહેનપણી છે.

૩૫૬. અરણ્યપ્રદેશમાં નિરંતર તે વાઘના સ્વરૂપને ધારણ કરે છે તે આ ઘોડાને જોઈ તમારા ઇષ્ટ અર્થની સિદ્ધિ કરી આપશે.

૩૫૭. આ પ્રમાણે સ્ત્રીઓનું વચન સાંભળી શ્રી વત્સરાજ તે અટવીમાં ગયો તે દેવીએ અને ત્યાં જણાવ્યા પ્રમાણે દેખતાંની સાથેજ તુ સારી રીતે આવ્યો એમ સ્વાગત કર્યું.

૩૫૮. અને દેવીએ પૂછ્યું કે કેમ આવ્યા છો ત્યારે વત્સરાજે સાચુંજ કહ્યું–રાજાનું કાર્ય કરવા માટે આવ્યો છું તેણીની આજ્ઞા પ્રમાણે વત્સરાજ વાઘણના કાન પકડી રાજસભામાં આવ્યો.

૩૫૯. તમારી દૃષ્ટિ આગળજ ઇચ્છા પ્રમાણે આ વાઘણનું દૂધ ગ્રહણ કરો એમ બોલતા તેને પાછાં ફરીને રાજાએ કહ્યું કે અરે આને તું જંગલમાંજ જલ્દી છોડી દે!

૩૬૦. સુભટોથી પ્રશંસા કરાતા અને સ્ત્રીઓ સહિત તે વત્સરાજે વાઘણરૂપ દેવીને ઘેર લઇ જઈને પૂજા કરી અપરાધરહિત તેને પોતાના સ્થાનમાં જવા માટે છોડી દીધી.

૩૬૧. કેટલાક દિવસો વીત્યા બાદ કામ વિહ્વલ બનેલો અને તે સ્ત્રીઓનું સ્મરણ કરતા રાજાએ ગંભીર થઈને તેમને મેળવવા માટે સર્વ મંત્રીઓને જણાવ્યું.

૩૬૨. મંત્રીઓએ વિચારી કહ્યું–ઘણા પરાક્રમી એવો તે વત્સરાજ પાસે દરેક ક્ષણે બંને પર્વતોના સંગમમાં રહેલા કુવાનું જળ મગાવાય એમ મંત્રીઓથી વિજ્ઞપ્તિ કરાયેલ રાજાએ તે પ્રમાણે વત્સરાજને આદેશ આપવો જોઈએ.

૩૬૩. મારા શરીરને રોગ રહિત કરવા માટે બંને પર્વતની મધ્યમાં રહેલા કુવાનું જળ લાવો એમ રાજાએ પોતાની વાણીથી હુકમ કર્યો અને માનીઓમાં પ્રધાન વત્સરાજે એ હુકમ સ્વીકારી લીધો.

૩૬૪ હે મંત્રીઓ! તે ક્યાંથી મલશે એમ વત્સરાજે પૂછતાં મંત્રીઓએ કહ્યું કે વિન્ધ્યાચલની અટવીમાં બે ઊંચા પર્વતો પ્રખ્યાત છે.

૩૬૫. આ બન્ને પર્વતો સ્નેહ મિત્રની જેમ મલે છે અને ક્ષણ માત્રમાં લુચ્ચાની જેમ જુદા થાય છે.

૩૬૬. તે બન્ને પર્વતના મધ્યમાં પૃથ્વીના મુખ જેવો પાણીથી ભરેલો કુવો છે તેનું જલ લાવવાથી રાજાનો રોગ દૂર થશે એમ વૈદ્યોએ કહ્યું છે.

૩૬૭. જ્યારે આ પર્વતો જુદા થાય ત્યારે પાણી લાવવું જોઈએ આવી મંત્રીઓના મુખથી વાણી સાંભળી વત્સરાજ પોતાના ઘેર આવ્યો.

૩૬૮. રાજાનો હુકમ જેમણે પહેલેથી જાણી લીધો છે એવી બન્ને સ્ત્રીઓ પતિને કહેવા લાગી કે હે સ્વામિન્! આ યક્ષ રૂપી ઘોડા ઉપર બેસી ત્યાં જાવ. અને બે પર્વતની વચ્ચે ત્યાં અમારી માતાની બહેન રહે છે.

૩૬૯. તે હંમેશા પક્ષિનું સ્વરૂપ ધારણ કરીને રહે છે. તમારા આ ઘોડાને ઓળખી તે તમારી ઈષ્ટ સિદ્ધિ કરી આપશે.

૩૭૦. વત્સરાજ ઘોડા પર બેસી વેગપૂર્વક ત્યાં ગયો અને તે દેવીએ આપેલું જલ ક્ષણમાત્રમાં લઈને આવ્યો.

૩૭૧. પરીક્ષા કરીને જેનું ભાગ્ય બ્રહ્માએજ નિત્ય લક્ષ્મીવાળું રચ્યું છે એમ બોલતાં ચતુર હોવા છતાં અધમ મંત્રીઓએ પાણી લીધું.

૩૭૨. ત્યાર પછી કામથી પીડાતા રાજાએ મંત્રીઓને ફરીથી કહેતાં તેઓએ કહ્યું કે આ વત્સરાજના વિષયમાં અમારી પણ બુદ્ધિ કામ આપતી નથી.

૩૭૩. વત્સરાજ સર્વોત્તમ પુરુષાર્થને ધારણ કરે છે કારણ કે જે પોતાની બુદ્ધિથી બૃહસ્પતિને પણ અધો કોટીનો બનાવે છે તેઓને છેતરવો કોઈ રીતે શક્ય નથી કારણકે વજ્રથી વજ્રનો નાશ થાય નહિ.

૩૭૪. હે શ્રેષ્ઠ મંત્રીઓ ! તેમ છતાં કાર્યસિદ્ધિ કોઇ ઉપાય તો ચિંતવવો જ જોઇએ આવો રાજાનો હુકમ પામીને તેઓએ મંત્રનો વિચાર કરીને મંત્રણા કરી.

૩૭૫. સુંદરી કુમારીની વિવાહ સામગ્રી માટે જુદા જુદા રાજાઓને સ્થાને આમંત્રણ કરવા દૂતોને મોકલો.

૩૭૬. અને તેમાં દક્ષિણ દિશામાં દક્ષિણ દિશાના અધિપતિ(યમ)ને આમંત્રણ આપવા માટે મહાબલવાન વત્સરાજને મોકલો.

૩૭૭. ઘણીવાર સુધી મંત્રીઓની આમંત્રણાની પ્રશંસા કરતાં રાજાએ પોતાની કુંવરીની વિવાહ સામગ્રી માટે જુદા જુદા સ્થાને જવાનો આદેશ કર્યો

૩૭૮. અંધ કુવાની સમાન નજદીકમાં ખાડો ખોદીને તેમાં લાકડાં સહિત તેલ ભરીને દક્ષિણ દિશામાં સળગાવેલા અગ્નિવાળું યમરાજનું ઘર બતાવ્યું.

૩૭૯. રાજાએ હુકમ કરાયેલા વત્સરાજે પોતાની પત્નીઓ સાથે તે યમગૃહને જોયું ત્યારે તેણે પોતાની પત્નીઓને પૂછ્યું કે હવે કયા ઉપાયથી હું જીવનનું રક્ષણ કરૂં.

૩૮૦. બંને પત્નીઓએ કહ્યું કે હે કાન્ત ! બુદ્ધિમાન આ યક્ષ તમારૂં રૂપ ધારણ કરીને યમગૃહમાં જશે તમે ગુપ્ત રીતે ઘરમાંજ બેસો.

૩૮૧. પત્નીએ કહેલો વિચાર વત્સરાજે માની લીધો. કોણ સમજુ પુરુષ હિતકારી વચન ન માને જાણે અવતારજ ન ધારણ કર્યો હોય તેમ વત્સરાજનુ રૂપ ધારણ કરીને રાજા પાસે જઈ જણાવ્યું

૩૮૨. હે દેવ યમરાજના ઘેર જઈ કેટલા દિવસે પાછો આવું એમ તેણે પૂછ્યું ત્યારે રાજાએ કહ્યું–કે તારે ત્યાં એક મહિનો રહેવાનું છે એમ રાજાએ કહેતાં બધા લોકો જોતાંજ

૩૮૩. વત્સરાજ રૂપધારી યક્ષે યમગૃહમાં પ્રવેશ કર્યો

૩૮૪. ત્યારે રાજા તે મંત્રીઓની સાથે હર્ષ પામ્યો, ચંદ્રમાં અસ્ત થયા છતાં ચંદ્રવિકાશિ પુષ્પો જેમ સંકુચિત થાય તેમ લોકો દુઃખી થયા.

૩૮૫. કામના મોહથી વિવેક રહિત રાજાએ મંત્રીઓને વત્સરાજની પત્નીઓને લાવવાનો હુકમ કર્યો.

૩૮૬. હે સ્વામીન્! તે સ્ત્રીઓને લીલામાત્રમાં લાવીશું પરંતુ હાલમાં ઉતાવળ છોડો કારણકે આ સંબંધમાં લોકાપવાદ દુઃખે કરીને નિવારણ થઈ શકે તેમ છે.

૩૮૭ હે રાજન્ તમે અકાર્ય કરવા તૈયાર થયા છો પણ એક માસની મર્યાદાનો કાલ વિતાવો કે જ્યાં સુધીમાં લોકાપવાદ દૂર થઇ જશે

૩૮૮. જેઓનાં નિર્મલ યશો ચંદ્રમાના બિંબને પણ હીન ન બનાવે તેઓના બલથી બુદ્ધિથી કે જીવનથી પણ શું થાય?

૩૮૯. કામથી પીડાતા રાજાએ એક માસને પણ હજારો વર્ષની જેમ વીતાવ્યો અને પછી તેની સ્ત્રીઓને લાવવા ચાર મંત્રીઓને મોકલ્યા.

૩૯૦. આ બાજુ તે સ્ત્રીઓ કુમારને સ્નાન કરાવી ચંદન વિલેપન કરી આભૂષણો પહેરાવી દક્ષ એવા યક્ષ પાસે વ્યંતરનાયકને માનસહિત બોલાવે છે.

૩૯૧. અને તેની પોતાનું સાચે સાચુ વૃત્તાંત જણાવીને પ્રાર્થના કરાયેલ તેણે અદ્‌ભુત શોભાથી શોભતા પોતાના શરીરને આભૂષણો કુમારને આપ્યાં.

૩૯૨. અને કુમારને યક્ષરૂપી ઘોડા ઉપર ચઢાવીને હાથમાં કમલ દંડ લઈને તે વ્યંતરદેવે પોતે પતિહારની જેમ આગળ આવીને નિવેદન કર્યું કે—

૩૯૩. ઉત્તમ મનવાળો આ વત્સરાજ યમઘરમાં જવા છતાં પણ પાછો આવ્યો છે તેથી ખરેખર અમારી કલ્પનામાં આવે છે કે આ નગરનાં લોકોનું ભાગ્ય જાગતું છે

૩૯૪. આમ પ્રમાણભૂત માનનાર નગરજનોની કાનને પ્રિય કથા સાંભળતાં કુમારે શ્રેષ્ટ ઘોડા ઉપરથી ઉતરી પતિહારની વાણીથી સિંહદ્વારમાં પ્રવેશ કર્યો

૩૯૫ અને ત્યાં રાજાને નમસ્કાર કરી રાજાની આગળ વત્સરાજે બેઠક લેતાં રાજા વિધવિધ રસના મિશ્રણવાળો થઈ ગયો કે જે અમારા દેખતાંજ મરી ગયો હતો ને ફરીથી એ કેવી રીતે જીવતો થયો ?

૩૯૬. આ યમઘરમાં જઈને અહિં કઈ રીતે આવ્યો આવા અદ્દભુત રસમાં તરબોળ તથા સ્રીના સ્મરણથી વિપ્રલંભને અને નહિ મળવાથી ખેદને ધારણ કરતો

૩૯૭. તેને જોતાં વીરભાવનો સ્પર્શ કરતો, દંભથી કરુણ રસ ને ધારણ કરતો, કામરૂપી અગ્નિથી રૌદ્રભાવને અને કામની પીડાથી બીભત્સ ભાવને ધારણ કરતો.

૩૯૮. અને વૈદ્યોના કુલે કહેલા ઉપચાર કરતાં વિરુદ્ધ થવાથી ભયાનક રસને ધારણ કરતો આમ અનેક રસોથી વ્યાપ્ત થયેલો તે રાજા સાવધાન થઇને વત્સરાજને કહેવા લાગ્યો.

૩૯૯. હે વત્સ મારો મિત્ર યમરાજ કલ્યાણપૂર્ણ છે ને ? પૃથ્વી ઉપર દેવ લીપી તો છે નહી જેથી ખુશ થયેલા તેણે મારા ઉપર તારા દ્વારા શું શું સંદેશા મોકલ્યા છે ?

૪૦૦. ત્યારે વત્સરાજને પણ કહ્યું કે હે જગતના પાલક રાજન્ ! પ્રતિહાર દ્વારા મને તમારા સર્વ કુશલ સમાચાર પૂછીને આ પ્રમાણે નમ્ર જવાબ આપ્યો છે-

૪૦૧. ઘણા દિવસો બાદ મને સંભાર્યો એટલા માટે હું માનું છું કે અમીત્રતા મારી આસુવર્ણના મેરુના શિખર જેવી છે.

૪૦૨. હે ભૂમિપતિ તેણે પોતાના નામને સાર્થક કર્યું આપની જેમજ આપના સેવક એવા મારો પણ દિવ્ય આભૂષણ આપીને સત્કાર કર્યો.

૪૦૩. અને હે રાજન્ ! તેના દ્વારપાલને તમારા વિશ્વાસ માટે મોકલ્યો છે આ તમારી આગળ બેઠેલા છે તેને તમે જુઓ.

૪૦૪. આનો પગ પૃથ્વીને અડતો નથી આની આંખ મીચાતી નથી ને પુષ્પમાલા કરમાતી નથી તેથી અવશ્ય તે યમરાજનો દ્વારપાલ છે.

૪૦૫. તે નામધારી દ્વારપાલ બોલ્યો કે મારા સ્વામી યમરાજે કહેલો સંદેશો સાંભળો ઇંદ્રનો સંદેશ ન મળવાથી હું તમારી પાસે આવી શકયો નથી.

૪૦૬. તમારે રોજ તમારા શ્રેષ્ઠ પ્રધાનોને મોકલવા અને ક્યારેક તમે જાતે પણ દર્શન આપીને મને કૃતાર્થ કરશો એમ યમરાજે કહ્યું છે.

૪૦૭. યમરાજને જોવાની ઉત્સુકતાને ધારણ કરતા રાજાને જોઈને એ વેષધારી પ્રતિહારી બોલ્યો કે હે સ્વામિન્ શું યમરાજને જોવાની ઇચ્છાં છે?

૪૦૮. યમરાજને જોવાની મારી ઘણીજ ઇચ્છા છે એમ રાજાએ કહેતાં દ્વારપાલે તે રાજાને કહ્યું કે–જો તમારે આવવાની ઇચ્છા હોય તો મારી પાછળ ચાલો જેથી યમરાજના ઘરનો સારો રસ્તો બતાવું.

૪૦૯. રાજાથી અનુસરાયેલા વેષધારી દ્વારપાલે યમરાજના મહેલને પામીને અગ્નિની અંદર ઝંપાપાત કર્યો અને તેની પાછળ તે મંત્રીઓએ પણ અગ્નિમાં ઝંપલાવ્યું.

૪૧૦. તેજ વખતે તે અગ્નિથી ચારે મંત્રીઓ ભસ્મીભૂત થયા. પાપનો સંચય કરાવનારા કષાયો જેમ તપસ્યા વડે નાશ થાય છે તેમ.

૪૧૧. મંત્રીઓની પાછળ ઝંપાપાત કરવા માટે તૈયાર થયેલા રાજાને વત્સરાજાને રોકયો ને વિનંતિ કરી.

૪૧૨. સળગતી અગ્નિમાં પડી હે રાજન્ કોઈ જીવી શકે? (કોઈ નહિ) આ ચારે મંત્રીઓ મારા દ્વેષી હતા તે કારણથી મે રોકયા નહિ.

૪૧૩ વત્સરાજ બોલ્યો મેં તમોને અત્યાર સુધી છેતર્યા છે તો હવે સેવક માનીને મારો અપરાધ માફ કરો.

૪૧૪. રાજાએ વિચાર્યું કે આ વત્સરાજ ત્રણલોકમાં મહાપુણ્યશાલી છે કારણ કે તેને માટે પ્રતિકૂલ આચરણ પણ અનુકૂલ થઈ જાય છે.

૪૧૫. આથી પુણ્યશાલી વત્સરાજને પોતાની સુંદરી કન્યા આપીને અને રાજ્ય આપીને હું સમાધિ લગાવી તપસ્યા કરૂં

૪૧૬. પારકાની સ્ત્રીની ઇચ્છાથી હું પાપી બન્યો તે પાપનો નાશ તપસ્યાથી કરૂં એમ ઉચ્ચ વૈરાગ્યથી શોભતો તે રાજા પોતાના મહેલમાં ગયો.

૪૧૭ શુરુ ચંદ્રના બલવાન યોગવાળું શુભ મુહુર્ત આવતાં પોતાની કન્યા વત્સરાજને આપી અને કન્યાદાનમાં હાથી ઘોડા સહિત પોતાનું રાજ્ય આપ્યું.

૪૧૮. રાજા અંતરંગ ને બહિરંગ શત્રુઓને જીતીને વનમાં જઈ તપશ્ચર્યા કરવા લાગ્યો અને વત્સરાજ નીતિપૂર્વક રાજ્ય કરવા લાગ્યો.

૪૧૯. હવે એક વખત ક્ષિતિ પ્રતિષ્ઠીત નામના નગરથી મોકલેલા કોઈ પુરુષે આવી વત્સરાજને ત્યાંનો પત્ર આપ્યો.

૪૨૦. વત્સરાજે ચિત્ર નહિ હોવા છતાં ચિત્રની જેમજ આવેલા તેને ચેષ્ટાથીજ ઓળખી લઈને પોતાના વિશ્વાસુ પુરુષોથી પણ ગુપ્ત રીતે પત્રને એકાંતમાં વાંચ્યો—

૪૨૧. તે આ પ્રમાણે છે સ્વસ્તિ શ્રી નગરીઓમાં પ્રધાન એવી ઉજ્જયિની નગરીમાં સમ્યક પ્રભાવશાલી પ્રૌઢ પ્રતાપી શત્રુજીત શ્રી વત્સરાજ પ્રતિ—

૪૨૨. ક્ષિતિ પ્રતિષ્ઠીત નગરથી નગરના લોક યુક્ત મંત્રીઓ અંજલી જોડી પૃથ્વીપીઠ ઉપર મસ્તક નમાવી આમ જણાવે છે કે—

૪૨૩. હે મહારાજ-અન્યાયી નરોત્તમ દેવરાજથી અમે જેટલા પીડાયા છીએ તેટલા તો સુરોત્તમ દેવરાજ (ઇંદ્રથી) પણ પીડાયા નથી.

૪૨૪. ચંદ્રના ઉદય વખતે ચક્રવાકી જેવી આ મ્લાન મુખવાળી થયેલી સમસ્ત પ્રજા વિયોગથી જેના મનોરથો નષ્ટ થયા છે તેવી સૂર્ય જેવા તમારા દર્શન ઇચ્છે છે.

૪૨૫. હે પૂજ્ય દેવ! મહેરબાની કરી જલ્દીથી આવી તેવી રીતે દુઃખ મુક્ત કરો કે જેથી ફરી આ બધા લોકો વીરસેન રાજાને યાદ કરે નહિ.

૪૨૬. આમ પોતાની પ્રજાને અતિ દુઃખી થયેલી સાંભળીને પોતાનું રાજ્ય મેળવવામાં જેણે સંતોષ વાળી લીધો હોવા છતાં (એટલે ઇચ્છા નહિં હોવા છતાં) ધીર એવા તે વત્સરાજે લડાઈની ભેરી વગડાવી.

૪૨૭. તરંગોના સમૂહથી સમુદ્રની જેમ સેના સહિત આવતા તેને ચર પુરુષોથી જાણીને તેમજ નગરલોકનો પણ વિરોધ જાણીને તે દેવરાજે વનમાં જઈ તાપસપણું સ્વીકાર્યું.

૪૨૮. દેવરાજરૂપી ચંદ્ર અસ્ત થયે છતે અનંત મહોત્સવ કરતો તે સૂર્ય જેવો વત્સરાજ નીતિપૂર્વક રાજ્ય કરવા લાગ્યો.

૪૨૯ સૂર્યોદય થયે છતે સજ્જનરૂપી ચક્રવાકના ચિત્તો હર્ષને ધારણ કર્યો અને સૂર્યના તાપથી ભયભીત થયેલા ચકોરરૂપી ચોરો ભય તૃષ્ણા સહિત ક્યાંય છુપાઈ ગયા.

૪૩૦. હવે એક વખત સુગુરુના ચરણ કમલમાં સમ્યક્ત્વ મૂલક ગૃહસ્થ ધર્મને પ્રાપ્ત કરી જિન મંદિરોને પૌષધાલયો બંધાવી પૃથ્વીને શોભાવવા લાગ્યો.

૪૩૧. કેટલોક કાલ વિત્યાબાદ તે શ્રેષ્ઠ નગરમાં ફરી સદ્‌ગુરુ પધાર્યા રાજાએ ઉદ્યાનપાલકો દ્વારા આગમન સાંભળી તેમની પાસે જઈ નમસ્કાર કરી દેશના સાંભળી સુખસાતા પૂછી.

૪૩૨. હે પ્રભો હું કયા શુભ કર્મોથી રાજેશ્વર થયો તે કહો. રાજાનો સંશય દૂર કરવા માટે તત્વજ્ઞાની ગુરુએ કહ્યું—

૪૩૩. આ જંબૂદ્વીપમાં વસંતતિલકપુરમાં શત્રુરૂપી પર્વતોને વિષે વજ્ર જેવો સૂર નામે રાજા હતો સ્વભાવથી દાનમાં આસક્ત તેણે સત્પાત્રમાં આદર કરવાથી ભોગ્ય ફલને પામ્યો.

૪૩૪. તે રાજાને વિદ્યાધરના વંશમાં ઉત્પન્ન થયેલી સુરવેગા નામની રતિ સરખા રૂપવાલી રાણી થઈ અને ઇચ્છા મુજબ રાજાએ તેની સાથે ભોગ ભોગવતાં–તેની પાસે કોઈ પુરુષ રતિચુલિકા નામની કન્યા લઈને આવ્યો.

૪૩૫. તેની સાથે લગ્ન કરી પોતાના અંતઃપુરમાં રાખી તેમાં આસક્ત બની અંતઃપુરને છોડી દીધું ત્યારે તે બાલતપ કરી દેવી સુરવેગા મરીને વ્યંતર થઈ–તે વ્યંતર દેવીએજ તારી આગળ પહેલાં વર્ણન કર્યું જ છે.

૩૩૬. શૂરવીર એવો તે સૂર રાજા મરીને દાનના પ્રભાવથી તુ વત્સરાજ તરીકે ઉત્પન્ન થયો આપત્તિ પણ સંપત્તિપામીને પૂર્વભવનુ સ્મરણ કરીને તારા શેખર નામના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરી તેં દીક્ષા લીધી.

૪૩૭ તેની ત્રણેય સ્ત્રીઓએ પણ દીક્ષા લીધી લઇને છઠ્ઠને પારણે છઠ્ઠતપ કરતાં કાળ કરી દેવલોકમાં ઉત્પન્ન થઈ. હે મેઘરથ જે સુરસેન કથા ધર્મપ્રભાવક છે તે મેં તેને કહી.

૪૩૮. તીર્થંકર દેવની અમૃત જેવી વાણી સાંભલી તે મેઘરથ બોલ્યો હે મહારાજ હવે મારૂ મન રાજ્ય કરવા ઇચ્છતુ નથી અને તમારી પાસે દીક્ષા લેવાની મારી ઇચ્છા થઈ છે.

૪૩૯-૪૦. હે પૂજ્ય પુત્રને રાજ્ય આપી મંત્રીઓની સાથે હું હમણાંજ આવી દીક્ષા લેવા ઈચ્છું છું ત્યાં જિનેશ્વર ભગવંતે કહ્યું કે-ઘેર જઈ તમે પ્રમાદમાં ન પડશો-ત્યારે રાજા મહેલમાં આવી પોતાના નાનાભાઈ દ્રઢરથને બોલાવીને કહ્યું કે હે ભાઈ તુ રાજ્ય ભાર સંભાળ. હું દીક્ષા લઉ છું તે સાંભળીને વિનયથી નમીને યુવરાજ બોલ્યો કે જો કે તમારે માટે એ યોગ્ય જ છે છતાં પૃથ્વીની ચિંતારૂપી મોટી સાંકલથી બાંધી મને કેમ સંસાર રૂપી કારાગરમાં પૂરો છો. ૪૩૯-૪૪૦

૪૪૧. વેશ્યારૂપી લક્ષ્મી કોઇ પુરુષ પર પ્રેમ રાખતી નથી સમુદ્ર જેવું શરીર મધુર રસવડે ક્યારે પણ તૃપ્તિ પામતું નથી બાલ્ય યૌવન બંધુ વિગેરે સમુદ્રના તરંગ જેવું ચંચલ છે તો નશ્વર વસ્તુ માટે કોણ ક્લેશમાં પડે.

૪૪૨. આ પ્રાણી દેવલોકમાં અથવા મનુષ્ય લોકમાં હંમેશાં વિષય સુખો ભોગવવા છતાં ક્યારેય તૃપ્તિ પામતો નથી. એટલે હું માનુ છું કે સંતોષ વિના સુખ નથી. પરમાણુ જડ છે તેમાં સંતોષ નથી તો તેના બનેલા શરીરમાં સંતોષ ક્યાંથી આવે કારણ કે તાર્કિક લોકો કાર્યને કારણ રૂપજ માને છે.

૪૪૩. રાજા થવાથી મદ થાય ને મદથી દયાહીન બની હિંસા કરે ને સ્વાર્થ માટે જુઠું બોલે ને અદત્ત વસ્તુને ગ્રહણ કરે બ્રહ્મચર્ય સેવે નહિ ને પરિગ્રહ રાખે કોઇ સદ્ગુરુનો ઉપદેશ તેની ઉપર ચાલે નહિ અને તેથી તે દુર્ગતિમાંજ જાય

૪૪૪. હે મેઘરાજભાઈ સંસારની આવી દશા જાણીને હું પણ નક્કી તમારી પાછળ દીક્ષા લઇશ હે સ્વામી તમે સેવ્ય અને હું સેવક મને પણ હંમેશાં ધર્મ કાર્યમાં જ જોડો.

૪૪૫. એમ દ્રઢરથની વાણી સાંભળી મેઘરાજે પોતાના પુત્ર મેઘસેનને ગાદી ઉપર સ્થાપન કર્યો અને મંત્રીઓની સાક્ષિએજ દ્રઢરથના પુત્રને યુવરાજપદ આપ્યું.

૪૪૬. તે મેઘરથ તથા દ્રઢરથે સાતસો પુત્રો તથા ચાર હજાર રાજાઓ સાથે ઘનરથપ્રભુ પાસે દીક્ષા લીધી.

૪૪૭. આ બન્ને મુનિઓ મેઘરથ ને દ્રઢરથે ગણધર ભગવંત પાસે બન્ને પ્રકારની શીક્ષા પામ કરી અગીઆર અંગ ભણ્યા શમતા ધારણ કરી જીતેન્દ્રિય થયા તેમજ બ્રહ્મચર્યને સેવતાં ઉપસર્ગોને સહન કરતા તેઓએ લાંબાકાલ સુધી પૃથ્વી ઉપર વિહાર કર્યો.

૪૪૮. મેઘરથ મુનિએ અરિહંતાદિક વિશસ્થાનક તપ કરી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું અને જ્ઞાની એવા તે મેઘરથે સિંહવિક્રિડતાદિ તપ કરવા પૂર્વક અતીચાર રહિત લાખ પૂર્વ વર્ષ સુધી સંયમનું પાલન કર્યું.

# शुद्धि—पत्रकम्

## प्रथमः सर्गः

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| गामिना | २४ | १३ |
| प्रसारणाम् | ६६ | ९ |
| १४० | ६८ | १३ |
| **द्वितीयसर्गः** | | |
| श्रान्तनयप्रचारम् | ९९ | ४ |
| नोषति | १०२ | १९ |
| चित्ते | १२५ | ५ |
| **तृतीयसर्गः** | | |
| देषः | १७४ | २३ |
| स्वराद्य° | १८१ | १६ |
| पुष्प° | १८८ | २० |
| विशलता | १९२ | ७ |
| **चतुर्थसर्गः** | | |
| ॥५१॥ | २१२ | १५ |
| [ २४६ ] | २४६ | ० |
| °ताना | ,, | १० |
| वन्ध्य° | २५६ | ५ |
| संवत्सरा | २५८ | २ |
| सीतोदिका | २६४ | ६ |
| गूढार्थके | २७२ | १८ |
| **द्वितीयभागे प्रथमखण्डे पञ्चमसर्गः** | | |
| सहैव | ८ | ६ |
| तांस्तान् | ,, | १३ |
| मैत्रीम् | १५ | ६ |
| अब्रवीत् | १६ | १३ |
| शिखाख्या | १८ | १० |
| ५९ | ,, | १९ |
| राद् | १९ | २५ |
| ६९ | २१ | २२ |
| चोर्क | २३ | २ |
| प्रावादिषु | ,, | २७ |
| न्यषीदम् | २४ | १० |
| सुधिया | ४३ | २ |
| १३९ | ,, | २३ |
| तथाहि | ४५ | १६ |
| स्वधाम्ना | ,, | २५ |
| भृत्य | ४७ | २ |
| १४९ | ,, | ३ |
| तुरङ्ग | ४८ | २९ |
| ॥१६२॥ | ५० | २६ |
| कन्दुकवद् | ५१ | १४ |
| नैवेति | ५६ | १० |
| तर्क्कूदीशाम् | ,, | २७ |
| ऐरावती | ५९ | १७ |
| **षष्ठःसर्गः** | | |
| रक्षितानि | ८४ | १७ |
| ,, | ,, | १९ |
| °रीचितत | ८६ | ७ |
| मयीं | ,, | २४ |
| ५५ | ८८ | ,, |
| तिसमण्डप | ९१ | २८ |
| शरीराम् | ९४ | २१ |
| स्वामिसन्धि | ९७ | २२ |
| कुबेरः | १०० | ४ |
| सद्या | १०७ | २ |
| क्रमतोऽहम् | १०८ | २३ |
| १५१ | ११२ | २६ |
| स्याप्रतो | ११८ | २८ |
| स्नपित | १२८ | ५ |
| **सप्तमः सर्गः** | | |
| मेषजैर्न | १४४ | ९ |
| लम्भयामि | १४७ | २३ |

| शुद्धम् | पत्रम् | पंक्तिः | शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|---|---|---|
| शृङ्गारिता | ६७ | ६ | दुर्वलौ | १२४ | ११ |
| तदैव | ६९ | २२ | पुण्यवन्त | ” | १३ |
| स्वयम्वर | ७० | ९ | स्वादुत्तमं | ” | २५ |
| सिंह | ७० | २४ | पयोधौ | १२५ | २७ |
| वहवो | ७१ | ४ | पथा | १२७ | १२ |
| वक्त्रं | ” | २४ | लुण्टनाय | ” | १९ |
| स्म | ७२ | २ | पुलिन्द | ” | २१ |
| जाल्था | ७५ | १ | व्यञ्जनानि | १२८ | २९ |
| वत् | ७६ | २ | यामिकौघै· | १२९ | २२ |
| कुर्वन्त्यपि | ८० | १९ | वाधिर्य | १३१ | ११ |
| | | | ” | ” | १६ |
| दशमः सर्गः | | | | | |
| कान्ते | ८७ | ६ | तद्वाक्य | १३५ | ९ |
| ता | ८७ | २३ | गन्ध | १३६ | १२ |
| भवतोच्यते | ८९ | १२ | गृहीताया· | ” | १९ |
| पुमांस्त्वं | ” | २७ | दैन्यम् | १३७ | ४ |
| महर्द्धे· | ९० | १ | यद्यतः | ” | ४ |
| संभाव्य | ९२ | १० | नृप· | १३७ | ५ |
| चुञ्चु· | ९८ | १८ | ऋदिरनुप्रयोगस्य | १३८ | ९ |
| ” | ” | २१ | क्षोणिपति· | १३८ | २५ |
| सत्वं | १०० | २६ | सेनाविमृश्यत्वपरा | १३९ | २३ |
| तद्रूप | १०२ | ६ | वेश्माति | १३९ | ७ |
| स्वाम्य | ” | ८ | श्यात् | १४० | ६ |
| विनीतान् | ” | २० | विनीत· | १४२ | २१ |
| केली | १०४ | २ | वजितो | १४३ | ५ |
| सत्कार्या· | १०५ | १६ | यं | ” | ११ |
| कक्षो | १०५ | १८ | स्वं | ” | १२ |
| विभावरी | १०८ | १६ | विमाने | ” | १८ |
| विषोग्र | १०९ | २२ | गच्छता | १४४ | १९ |
| वलित· | १११ | २१ | कुटिल | ” | २५ |
| स्वयमेव | ११२ | १९ | याव | १४५ | ६ |
| देवीवाभवत् | ११३ | १९ | जीवस्य | ” | १२ |
| रोचिष्णुरगारतो | ११३ | २७ | विनिर्याति | ” | २७ |
| 'न्नित्यर्थ | १२० | २ | भवं | ” | २८ |
| नेत्राम्बुना | ” | २ | तृष्णक् | १४७ | ६ |
| वत | १२१ | २७ | साम्प्रतम् | १४८ | ९ |
| नवमा | १२३ | ९ | | | |

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| १४६ | १९१ | ७ |
| मावेदयत | ,, | १५ |
| निरीक्षणेन | १९२ | १३ |
| सूरीश्वर | १९३ | ० |
| स्वीकृते | २०१ | ३ |
| 'र्लाभार्थि | २०२ | २६ |
| तीरे | २०३ | २५ |
| प्रकर्षेण | २१० | ६ |
| 'भय' | ,, | ७ |
| निर्दोषैः | ,, | २३ |
| पावय | २११ | २५ |
| प्रोन्मूलने | २१२ | १ |
| वालौ | २१३ | ७ |
| शुभे | २१५ | २१ |
| शिव | २१७ | २ |
| मृतसागर | २१८ | १९ |
| अगुल्या | २१९ | १२ |
| भूत्पत्ती | ,, | २४ |
| बाढ | २२० | ३ |
| पुरुष | २२१ | १३ |
| दीर्घिकावन | २२२ | ५ |
| कान | २२५ | ४ |
| दनुग्राह्य | २२६ | २० |
| प्राप्स्यति | २२८ | २३ |
| तीव्रेण | ,, | २६ |
| प्रभो. | २२९ | १७ |

**द्वादशः सर्गः**

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| जीवाजीवाश्रवाद्यै° | २३० | २ |
| जीव· | ,, | ३ |
| मिहितेऽमिहिते | २३१ | ६ |
| द्वादश. | २३२ | ० |
| भावादि | २३२ | १७ |
| प्रासस्य | ,, | २७ |
| भवोत्तर | २३३ | ५ |
| वधो | ,, | ९ |
| बुभुक्षा | २३४ | २० |
| नार्जित | २३५ | १६ |
| प्रभवतः | २३८ | २५ |
| पद्मिनीशकलक | २३९ | १७ |
| वणिज | ,, | २१ |
| समूहैः | २४० | ६ |
| सुहृदा | ,, | १८ |
| उपलरूप | ,, | १९ |
| ताण्डव | ,, | २५ |
| तनुभव | २४१ | ९ |
| विहितवालतपा | २४१ | २४ |
| तदुपदेश | २४३ | ७ |
| मृश | ,, | १८ |
| तुभ्यं | ,, | २९ |
| मघवता | २४४ | २ |
| नसमादरात् | ,, | १२ |
| विजये | ,, | १३ |
| मदयानमृता | २४५ | २५ |
| यौवतम् | २४७ | ११ |
| ,, | ,, | १४ |
| निरवेद्यत | २४७ | २३ |
| वाद्योद्याने | २४८ | ८ |
| चाद्दता | २४९ | १० |

**त्रयोदशः सर्गः**

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| भयपद | २५० | ४ |
| जिनेश्वरं | ,, | २० |
| जिघृक्षु | २५६ | १० |
| वत्सराजे | ,, | २६ |
| यावत् | २६८ | १४ |
| दिनेशे | ,, | २२ |
| °ष्ठेवितं | २७७ | १२ |
| गत्वा | २७९ | ३ |
| वित्रा° | ,, | १८ |

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| श्वास | २८० | १९ |
| प्रति | २८१ | ४ |
| किं | ,, | ९ |
| चौरस्य | २९० | १३ |
| °मह | २९९ | १० |
| बभाषे | ३०० | १५ |
| °शस्त्रो° | ३०१ | १८ |
| शस्त्रा | ,, | १९ |
| ऽवादीत् | ३०२ | २० |
| गेहभिदा | ३०३ | २१ |
| °दयस्व | ३०५ | २ |
| तत्त्वम् | ३०७ | ८ |
| तमाप | ३०९ | १९ |
| –भ्रमो | ३१० | ८ |
| अहर्मुखे | ३११ | २४ |
| सञ्जात | ३१२ | १७ |
| विभाति | ३१३ | १९ |
| क्षमो— | ३२० | १६ |
| विधेयतां | ,, | २५ |
| सो— | ३२४ | १२ |
| पिशाचो | ,, | १७ |
| धराधव | ३२५ | १ |
| को | ,, | १९ |
| विभ्रम्य | ३२७ | ९ |
| सिंह | ३२८ | ११ |
| मेत | ३३२ | १८ |
| विचित्रभृत्यो– | ३३९ | २३ |
| भीता | ३४५ | २४ |
| प्रोच्चचार | ३४८ | ८ |
| तोऽतीचारं | ३५२ | ४ |
| -नुपक्ता | ३५२ | २५ |
| **तृतीयभागे चतुर्दशः सर्गः** | | |
| भ्राणो | ९ | १ |
| ,, | ९ | २ |
| ,, | ९ | ७ |
| रोहिणी | ९ | १९ |
| विधूत | १२ | १८ |
| °रापाल्यत | १५ | ७ |
| विधूत्वर | २३ | २६ |
| बभूव न | २८ | १५ |
| दर्पणान् | ३२ | ७ |
| कौबेयां | ३३ | ७ |
| नाटया | ३६ | ४ |
| १०९ | ३७ | ८ |
| दर्शन° | ४१ | ० |
| °हारवदा | ,, | ९ |
| लेपन्ति | ,, | १० |
| पतिता | ,, | १३ |
| °मालम्बित | ,, | १९ |
| तैर्देवैः | ,, | २७ |
| ईशान | ४२ | १२ |
| शूलं | ,, | १६ |
| चाक्षुष | ,, | २५ |
| °राड् | ,, | २९ |
| °रिन्द्रैः | ४३ | १४ |
| प्रभवो | ४५ | १५ |
| श्रुतै | ४६ | ५ |
| पिबा | ४८ | १० |
| नन्दीश्वरे | ४९ | १५ |
| स्वतो | ५७ | १० |
| एव | ६० | १९ |
| प्रेरित | ६९ | २७ |
| स्मैव | ७४ | १० |
| सकल | ७६ | ८ |
| प्रवर्तमाने | ७७ | ७ |
| २७२ | ८३ | ८ |
| प्रपाता | ८९ | १३ |

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| मभज | १०० | १७ |
| **पञ्चदशः सर्गः** | | |
| गीर्वाणा· | १०६ | १३ |
| पोषे | १०८ | १७ |
| धन्यं | १०९ | २० |
| बध्नन् | ११० | ७ |
| सहति | ११३ | २ |
| स्वर्णविभाविभा | ११४ | १५ |
| ब्रुवते | ११८ | १६ |
| वायव्या | १२१ | ३ |
| जालान्त° | १३१ | २ |
| जनौघाः | १३६ | १२ |
| **षोडशः सर्गः** | | |
| तत्रैव | १४० | २४ |
| विपन्नो | १४४ | २० |
| यावत् | १५५ | ७ |
| माद्दत | १६६ | २२ |
| प्रवर्त्तं° | १७४ | ११ |
| षोडशः | १७६ | ० |
| °पासनलालसानां | १८३ | १३ |
| स्वप्ने | १८७ | २ |
| सुदु सह· | १९५ | ७ |
| तेनैव | १९६ | २२ |
| सुगुरोः | १९८ | २८ |
| प्रियाऽद्यापि | १९९ | १२ |
| स्वयमेव | २०१ | १३ |
| **सप्तदशः सर्गः** | | |
| तपो | २१२ | २२ |
| गर्व | २१८ | १९ |
| सप्तदशः | २१८–२०–२२–२४–२६२८–३०–३२ | —० |
| भूयः | २२२– | १० |

| शुद्धम् | पत्रम् | पंक्तिः |
|---|---|---|
| शूरो | २२३ | २९ |
| महान्तो | २२६ | २७ |
| समुपार्जय | २३१ | २ |
| ऽन्यार्थं | २३२ | २२ |
| विनिवृत्ताया | २४१ | १९ |
| शोधयित्वा | २४३ | १४ |
| ततरै | ,, | १५ |
| व्यकल्पयत् | २४९ | २४ |
| ,, | ,, | २६ |
| नास्ति | २५० | २६ |
| प्रेष्यया | २५१ | २ |
| **अष्टादशः सर्गः शुद्धः** | | |
| **नवदशः सर्गः** | | |
| तापत्री | ३०३ | २० |
| प्रभाणि | ३०४ | १३ |
| गन्धर्वैघैः | ३०५ | १२ |
| कूपार | ३०७ | १९ |
| स्वेनानन्त | ३१२ | २ |
| मग्नं | ३१५ | ५ |
| ३१६ | ३१६ | ० |
| वीवदत | ,, | २६ |
| पूर्वं | ३१८ | १६ |
| पञ्चवाण | ३१९ | १६ |
| चिक्षिपु | ३२८ | १४ |
| वामे | ३२९ | २० |
| भरणीवभूव | ३३० | २४ |
| प्रीत्युत्कर्षाद् | ३३२ | २ |
| प्रीत्यै° | ,, | १६ |
| संवासना | ३३४ | २ |
| ज्ञान | ३३५ | २७ |
| ऽचैत्ये | ३३६ | ९ |
| छात्म | ,, | १० |
| भक्ति | ,, | ११ |